# પ્રસ્તાવના.

આ પુસ્તક કવિશ્રી **વિશાખદત્ત** વિરચિત **મુદ્રારાક્ષસ** નાટક ઉપરથી લખવામાં આવ્યું છે. આ નાટક, મહાકવિશ્રી **ગુણાઢ્ય** વિરચિત **બૃહત્કથાસરિત્સાર** નામના ગ્રંથ ઉપરથી કવિશ્રી **શોમદેવ ભટ્ટે** રચેલા **કથાસરિત્સાગર**ને આધારે રચાયેલું હોય એમ લાગેછે. આ પુસ્તકમાં ચાણક્યે જે ભેદ ભરેલી અને સંપૂર્ણ રાજખટપટની રાજનીતિ ચલાવેલી છે વાંચવા લાયક જણાયાથી તે ગદ્યમાં લખી પ્રકટ કરવામાં આવ્યું છે. કવિકાળ માટે પ્રો. વિલ્સન્ અનુમાન કરે છે કે તે ૧૧ મા સૈકામાં થયો હશે. કવિયે પોતે તો કાંઈ જાણવા લાયક માહીતી કોઇ સ્થળે આપી હોય એમ જણાતું નથી. તેમ **મુદ્રારાક્ષ** નાટક વિના બિજા ગ્રંથ પણ રચેલા હોય એમ માલુમ પડતા નથી. સાંપ્રતકાળમાં કેટલાક રજવાડાઓમાં ભેદ ભરી રાજનીતિ ચાલે છે એમ કેટલાએક કહેવા નિકળ્યા છે તેઓની ખાત્રી, આ વાંચવાથી થશે કે પ્રાચીન કાળમાં પણ એવુંજ થતું આવેલું છે—રાજદ્વારી વિષય પણ તેવોજ છે. એ સંબંધે અધિક વિવેચના નિરૂપયોગી.

સરસ્વતી સદન,
અમદાવાદ, તા. ૧-૧૦-૯૧. } **કૃ. ગો. દેવાશ્રયી.**

# चन्द्रगुप्त. ४८३१

## પ્રકરણ ૧ લું.

### વીંટી મળી.

નંદ નામના ક્ષત્રિય રાજાઓ શુમારે ૨૨ સો વર્ષ ઉપર [૨]મગધદેશમાં [૧]કુસુમપુર નામના નગરમાં રાજ્ય કરતા હતા. તેમનામાં સર્વાર્થસિદ્ધિ નામનો એક સારી ખ્યાતીવાળો રાજા હતો. તેના વક્રનાસ વિગરે બ્રાહ્મણ અમાત્ય હતા. તેમાં રાક્ષસ નામનો અમાત્ય મુખ્ય હતો. તે પ્રધાનપણું કરવામાં ઘણો કુશળ, શૂરો, બુદ્ધિમાન્, પૂરેપૂરો રાજ ખટપટી તથા રાજ્ય કારભાર કરવા માટે જોઇતા ગુણોથી પૂર્ણ હતો.

સર્વાર્થસિદ્ધિ રાજાને બે રાણીયો હતી: મોટીનું નામ સુનંદા અને ના'નીનું નામ મુરા. તેમાં સુનંદા ક્ષત્રિય કુળની અને મુરા [૩]શૂદ્રકુળની હતાં. સુનંદા પટરાણી હતી અને મુરા ઘણી રૂપાળી હતી તેથી રાજાની અધિક પ્રીતિને પાત્ર થઈ. આમ એક પટરાણી અને

---

૧ હમણાનો બહાર પ્રાંત. ૨ એને પાટલી પુત્ર અને પટના પણ કહેછે. ૩ પ્રથમ રાજાઓ શૂદ્રકન્યા પરણતા હતા.

એક રાજાની માનીતી–પ્રિયરાણી છતાં તે બન્નેમાં સારો સંપ હતો. અને રાજા પણ તેમની યોગ્યતા પ્રમાણે એક એકનું માન રાખતો હતો.

એક પ્રસંગે કોઈ તપોનિષ્ઠ અતિથિ વિપ્ર રાજાને ત્યાં આવી ચડયો. તેની રાજાએ પોતાની સ્ત્રીઓને સંજોડે રાખી સારી પેઠે પૂજા કરી તેમનું [1]પાદોદક પોતાની સ્ત્રીયોને માથે ચઢાવ્યું તો નવ ટીપાં પટરાણી સુનંદાના માથા ઉપર પડ્યાં ને એક ટીપું પોતાની વહાલી રાણી મુરાના માથા ઉપર પડયું આ પાદોદકના ટીપાં બન્ને રાણીયોએ ઘણી ભક્તિ અને આસ્થાથી પોતાના માથા ઉપર ધારણ કર્યા તેથી સુનદાને ગર્ભ રહ્યો, અને નવ પુત્ર થયા. તેમનું નામ નવ નંદ પાડયું. મુરાને પણ ગર્ભ રહ્યો તેથી તેને પણ એક પુત્ર થયો ને તેનું મૌર્ય નામ પાડયું. સુનદાના નવ પુત્રો કરતાં મુરાનો પુત્ર ઘણો બુદ્ધિમાન્ અને પરાક્રમી જણાતો હતો. રાજા, મુરા ઉપર વિશેષ પ્રીતિ રાખતો હતો તેથી તેને મૌર્ય ઘણો વહાલો લાગતો હતો. નવ નંદ તથા મૌર્યને સારૂ શિક્ષણ મળવા સારી પેઠે અમાત્ય રાક્ષસે તેમને કેળવણી આપી કુશળ કર્યા હતા.

રાજા રાજ્યભાર નવ નંદોને સોંપી મૌર્યને સેનાનો

---
[1] ધોયેલું પાણી.

ઉપરી ઠરાવી પોતે ત્યાગી થયો. કારણ કે, તે વયે વૃદ્ધ થયો હતો. અમાત્ય રાક્ષસ રાજ્યનો હિતચિંતક હોવાથી તેને જરા પણ રાજ્ય તરફની ફિકર નહોતી. પણ એટલીજ ફિકર હતી કે 'છોકરાઓ કદાચ માંહો માંહે કુસંપ કરી બેસશે.'

મૌર્યને સો પુત્રો થયા તેમાં ચંદ્રગુપ્ત મોટો અને બુદ્ધિમાન્ હતો. અમાત્ય રાક્ષસ રાજ ખટપટમા ઘણો કુશળ હોવાથી ઘણા વખત સુધી રાજ્યભાર સારી પેઠે. ચલાવ્યો. પણ નંદ અને મૌર્યમાં આંખ રોષ પડયો મૌર્ય ઘણો બુદ્ધિશાળી, પરાક્રમી અને શૂરો હતો એટલે તે ઘણીક સ્ત્રીયો પરણીને સો પુત્રોનો પિતા થયો. સર્વ પુત્રો સારા બળવાન્ અને બુદ્ધિમાન્ હતા. તેમાં વિશેષ બુદ્ધિમાન્ ચંદ્રગુપ્ત હોવાથી નંદ દાઝે બળવા લાગ્યા અને ધીમે ધીમે દ્વૂષ વધતો ગયો. મૌર્ય સેનાનો ઉપરી હતો એટલે તેણે પોતાના સો દિકરાઓને તેમની યોગ્યતા પ્રમાણે પોતાના હાથ નીચેના અધિકારીઓની જગાએ આપી. તેથી નંદોના મનમાં એવું આવ્યું કે 'રાજ્યનો ધણીજ આ છે. સૈન્ય બધું એના માણસોથીજ ભરેલુંછે એટલે વખતે શું છે ને શું નહિ તેથી જો ધારેતો રાજ્યનો કબજો લઈ લેતાં તેને શીવાર ? આમ ધારી તેણે મૌર્યનો કોઇ રીતે કાંટો કાઢવા ઉપાય કરવાનો નિશ્ચય

કર્યા. પણ આમ કરવા પહેલાં એક વિલક્ષણ પ્રસંગ આવી પડ્યો તે એજકે સિંહલદ્વીપના રાજાએ પોતાના તરફથી એક સિંહ પાંજરામાં ઘાલીને ભેટ મોકલ્યો. અને જોડે પત્ર લખ્યો કે 'આ સિંહને પાંજરૂ ઉઘાડ્યા વિના નસાડી મુકશે તેને હું મોટો બુદ્ધિમાન્ માનીશ' નવ નંદને આથી ઘણી ફિકર થઇ કે 'પાંજરૂ ઉઘાડ્યા વિના કેવી રીત્યે સિંહને નસાડી મુકીશું.' કારણ કે, તેમની બુદ્ધિ અસાધારણ પરાક્રમવાળી નહોતી. સિંહલ દ્વિપના રાજાએ આ સિંહ એવોતો આબેહુબ મીણનો કરાવીને મોકલ્યો હતો કે તે કોઇથી પણ ઓળખી જ શકાય નહિ. આમાં શો ગૂઢાર્થ હશે તે નવ નંદમાંથી કોઇને પણ સમજણ પડી નહિ ચંદ્રગુપ્તને આ વાતની ખબર થવાથી અને તે સ્વાભાવિક રીત્યે ઘણો બુદ્ધિમાન્ હોવાથી લોઢાના શળીઆ તપાવીને એ પાંજરાની બહારથી જાળી વાટે સિંહ ઉપર ખોશી ખોશીને ગાળી નાંખ્યો. આ જોઇને નંદોને વળી વધારે ભીતિ લાગી ને તેના નાશ માટે પાછો વિચાર કરવા માંડયો; અમાત્ય રાક્ષસ સારીપેઠે જાણતો હતો કે 'મૌર્ય કપટી અને ખારીલા નથી પણ એક નિષ્ઠાવાળા છે' તેથી તેના મનમાં નંદોના આગ્રહથી એવું આવ્યું કે થોડા વખત સુધી જો મૌર્યને રાજ્યમાંથી દૂર રા-

ખવામાં આવેતો ઠીક, તેથી તેણે થોડા વખત સુધી કાંઇ ગુપ્ત કારણસર મૌર્યને તેના પુત્રો સહિત દૂર રહેવાનું તેને જણાવી છાની રીત્યે એક મોટું ભોંયરૂં તૈયાર કરાવ્યું અને તેમાં વિશ્વાસ દઈ બધાને અંદર ઉતાર્યા. મૌર્ય મહા પરાક્રમી હોવાથી કંઇ જલદીથી સપડાઇ જાય તેવો નહોતો પણ વિશ્વાસથી તેને ભોંયરામાં પુત્રો સહિત ઉતાર્યો ને ભોંયરાના મોઢા ઉપર એકમોટી શિલા ઢાંકી દેવડાવવામાં આવી.

મૌર્ય, નંદની વિરૂદ્ધ કાંઇ પણ તર્કટ કે ખટપટ સ્વપ્ને પણ કરે તેવો નહોતો તેથી તે નિર્ભય રીત્યે પોતાના બળની ઓથે રહેતો હતો અને આસપાસ શું થાયછે તેની જરા પણ દરકાર રાખતો નહોતો. આ પ્રમાણે હોવાથી તેને વિશ્વાસે ભોંયરામાં પુત્રો સહવર્તમાન ઉતારીને ફસાવ્યો છતાં નંદોએ તેના ઉપર નિર્દયપણું ઘણું વાપર્યું. પોતાના સો પુત્રો અને પોતે એમ એકસોને એક છતાં તેમને ખાવા પીવા માટે એક નાના બાકામાંથી દરરોજ એક ઘડા પાણીથી પલળે તેટલો સાથવો અને એક ઘડો પાણી આપવામાં આવતું હતું. નિર્દોષ મૌર્ય અને તેના પુત્રોને નંદોના આવા ભેદ ભર્યા અને કપટ યુક્ત વર્તન માટે ઘણું લાગી આવ્યું પણ હમણાં કરે શું ? હવેતો કોઇપણ ઉપાય ન રહેવાથી

મરણુ એ 'જ મુખ્ય છે' એવું તેઓએ જાણ્યું. એકસો નેએક માણુસોને ખાવા-પીવા માટે એક ઘડો પાણી અને એક ઘડા પાણીથી પલળે એટલો સાથવો મળે તો તેમાં તેમનાથી કેવો નિર્વાહ થાય તેનો વાચકોએ જ વિચાર કરવો. તેમાંથી થોડું થોડું જો બધા વહેંચી લે તોપણુ એકનુંએ પેટ ભરાય નહિ ને બધા ભૂખે મરે તેથી મૌર્યે વિચાર કર્યો કે 'આમ બધાએ ભૂખે મરવા કરતાં આ સાથવા અને પાણી ઉપર જેટલાનું પોષણુ થાય તેટલાએજ તેનો ઉપયોગ કરવો. બાકીનાએ જીવવાની આશા છોડી દેવી, આવા વિચારથી તે સાથવા અને પાણી ઉપર નિર્વાહ કરી પોતાનું વૈર લેવા બોધ દઇ ચંદ્રગુપ્તને કહ્યું કે 'તું જ આ સાથવો અને પાણીનો ઉપયોગ કરજે' ચંદ્રગુપ્તે તેમ કરવું કબૂલ કર્યું અને પ્રતિજ્ઞા કરી કે 'હું પિતૃભક્ત ક્યારે કે નંદોનું નિકંદન કરૂં ત્યારે.'

અમાત્ય રાક્ષસ બુદ્ધિમાન્ અને કુશળ હતો છતાં તેણે આવું થવા દિધું એ તેના કાર્યભારને એક લાંછન જેવું હતું. તેને હાથે આવું થતું જોઇતું નહોતું પણ ખરૂં પૂછોતો તે કરે પણ શું? મૌર્ય અને તેના નવ્વાણું પુત્રે ભૂખ અને તરશથી ટળવળીને પ્રાણ ત્યાગ કર્યો. દરરોજ જેટલું ખાવા માટે મળતું હતું તેથી નંદોએ

વિચાર કર્યો કે હવે સર્વેનો નાશ થયો હશે. તેથી કેટલાક દિવસ પછી એ ભોંયરાની શિલા ઉઘડાવી જોયું તો એકલો **ચંદ્રગુપ્ત** જીવતો જણાયો. તેનાં શરીર ઉપર હાડકાં ને ચામડીજ હતાં. તે છેક દુર્બળ થઈ ગયો જોઈ **નંદો**એ ધાર્યું કે 'આ મડદા જેવો **ચંદ્રગુપ્ત** જો કદી જીવતો રહેશે તોપણ કશું કરી શકે તેમ નથી. તેનાથી આપણને જરા પણ ભય નથી' માટે તેને બહાર કાઢયો, ને એક સદાવરતનો ઉપરી ઠરાવ્યો. **ચંદ્રગુપ્ત** રાજ બીજ છતાં આવા હલકા કામને પસંદ ન કરે એ સ્વાભાવિક છે, પણ તેને પોતાની પ્રતિજ્ઞા પાળવી છે તેથી પોતે **નંદ**ની મરજીને બહારથી આધીન રહિ પોતાનું ઇષ્ટ સાધવા કૌળક્ષેપ કરવા લાગ્યો. એવામાં **નંદ**ને નિર્વંશ બનાવી ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડવાને ભવિષ્યમાં સહાય થનાર એક મહાપરાક્રમી પુરૂષ મળી આવ્યો.

કાન્યકુબ્જ દેશમાં **ચણક** નામનો એક મોટો વિદ્વાન્ બ્રાહ્મણ કે જેણે નીતિશાસ્ત્રનો સ્વતંત્ર ગ્રંથ રચેલોછે તેને **વિષ્ણુગુપ્ત** નામનો પુત્ર હતો. તે પોતાની નાની ઉમ્મરમાં ચૌદ વિદ્યા અને ચોસઠ કળાઓમાં નિપુણ થયો હતો. **ચણક** બ્રાહ્મણ હતો છતાં દાનાદિ ન લેનાર ગૃહસ્થ સંપ્રદાયથી વર્ત્તતો હતો. તેથી તેના પુત્ર **વિષ્ણુ**-

ગુપ્તની ભિક્ષુક બ્રાહ્મણ તરીકે ગણના થતી નહોતી. ચણક નાનપણથી રાજકાજમાં ભોમિયો અને તે વિષયનો સારી પેઠે જ્ઞાતા હોવાથી તેનો દિકરો પણ રાજ ખટપટ સારીરીતે જાણતો હતો અને પોતાની બુદ્ધિવડે બધે ઠેકાણે પ્રખ્યાત થયો ભેટ વિષ્ણુગુપ્તને તે ચણકનો પુત્ર એટલે ચાણક્ય કેહેવામાં આવતો હતો. તે નાનપણથી પોતાના સોબતીઓને કાવાદાવાથી હફાવનારો હતો તેથી તેનું બીજું નામ કૌટિલ્ય પણ હતું રાજ ખટપટના કાવાદાવામાં આ એવો તો નિપુણ હતો કે તેને સર્વ કોઇ ઓળખતું હતું.

નંદો પોતાના દુષ્ટ સ્વભાવથી બધે ઓળખાઈ ચુક્યા હતા પણ અમાત્ય રાક્ષસના કારભારથી રાજ સારીપેઠે ચાલતું હતું. છતાં પણ પ્રજા તો અનુરક્ત હતી. ચાણક્ય કોઇપણ રજવાડામાં દાખલ થવાના વિચારમાંજ હતો એવામાં નંદના અમાત્ય રાક્ષસના બુદ્ધિબળનાં વખાણ બધે ઠેકાણે થતાં સાંભળી પોતાની વિદ્વત્તા અને ચતુરાઇનો ત્યાં ઉપયોગ થશે જાણી પોતે કુસુમપુર તરફ ગયો. ચાણક્ય ભિક્ષુક બ્રાહ્મણ નહોતો એવું આગળ જણાવવામાંજ આવ્યું છે પણ રાજ દરબારમાં જવા સારૂં તેણે જાણે કોઇ ભિક્ષુક બ્રાહ્મણ હોય તેવો વેશ લીધો હતો. કુસુમપુરના એક અન્નછત્રમાં ચાણક્યે ઉતા-

રો કર્યો. અહિં તે છાની રીત્યે ઘણા દિવસ રહિ છાની રીત્યે રાજાના દરબારની સર્વ હકીકતો મેળવવા તેણે પોતાનો એક સરખો પ્રયત્ન ચાલુ રાખ્યો હતો. આ અન્નછત્રનો ઉપરી **ચંદ્રગુપ્ત** હતો. 'ધર્મશાળા અન્નછત્ર આદી સ્થળોમાં ઘણા મહાન્ પુરૂષો આવીને વખતે ઉતારો કરેછે' એવું જાણી **ચંદ્રગુપ્ત** તેવા માણસોની ખોળમાં રહેતો કારણ કે, તેને **નંદ**નું વૈર લેવું હતું, **ચંદ્રગુપ્ત** દરરોજ ઝીણીરીત્યે **ચાણક્ય** તરફ લક્ષ્ય રાખતો, કારણકે તેના જાણવામાં સાધારણ રીત્યે એવુંજ આવ્યું કે 'આ કોઇ અસાધારણ પરાક્રમી પુરૂષ જણાયછે' વિદ્વાન્ માણસ કહિં પણ ઢાંકયો રહેતો નથી. કહ્યુછે કે 'विद्या नाम नरस्य रूप माधिकं' **ચંદ્રગુપ્ત** ઝીણી રીત્યે તપાસમાં હતો છતાં તે **ચાણક્ય**ને માટે કાંઈ જાણવા લાયક હકીકત મેળવી શક્યો નહોતો.

**ચાણક્ય** એક દિવસ પાસેના તળાવમાં નહાવા સારૂ ગયો. નહાઈ ધોઇને પાછો પોતાના ઉતારા ઉપર આવતો હતો તેવામાં રસ્તામાં આવતાં એક દર્ભનું ભોથું હતું તે તેના પગને વાગવાથી જરા કપાઇને લોહી નીકળ્યું. મૂળથી **ચાણક્ય** ઘણો ક્રોધી હોવાથી આ વખતે ક્રોધ ચઢવાને લીધે પોતાની પાસે જે લાકડી હતી તેથી તે દર્ભના ભોથાને ઝૂડી પાડ્યું. પણ તેટલાથી તેની શાંતી થઇ

નહિ. તે દર્ભના ભોથાને મૂળમાંથી ઉખાડી નાંખવા સારૂ નીચે બેશીને મૂળમાંથી ઉખાડી નાંખવા પ્રયત્ન કરવા લાગ્યો. અન્નછત્રમાંથી આ બધી ક્રિયા **ચંદ્રગુપ્ત** જોતો હતો. આ નવાઇ જેવો માણુસ જોઈ એકદમ પાસે આવી નમસ્કાર કરી પૂછ્યું કે "મહારાજ, આપ આ શું કરોછો ?" **ચાણુક્ય** ઉત્તર આપેછે કે, "શું તને ખબર નથી કે, "આ દર્ભનું ભોયું વિના કારણે મને નડયું અને મારો પગ કપાઇ ગયો તેથી તેને જડ મૂળમાંથી ઉખાડી કાઢુંછું." આવું ઉત્તર સાંભળી **ચંદ્ર**-ગુપ્તને ઘણો આનંદ થયો ને ધાર્યું કે 'આ મહાપુરૂષથીજ મારૂં કામ થશે.' આ નિર્જીવ દર્ભ સારૂં આ આટલું કરેછે તો કોઇ સજીવ મનુષ્યે કાંઇ અપરાધ કર્યો હોયતો શું નકરે. **ચંદ્રગુપ્ત**ના મનમાં 'ક્યારે લાગ આવે ને મારી હકીકત કહું' થઈરહ્યું હતું. પછી દર્ભના ભોથાને મૂળમાંથી ઉખાડીને કાઢી નાંખી પાછો અન્નછત્રમાં **ચાણુક્ય** આ-વ્યો. ખાઇ પીને શાંત પ્રકૃતિમાં બેઠેલો જોઇ **ચંદ્રગુપ્તે** **ચાણુક્ય**ની હકીકત પાસે જઈ પૂછી. તેણે પોતાની હકી-કત કહિ પણુ કુસુમપુરમાં કેમ આવવું પડયુંછે તેનો ખરો ઉદ્દેશ કહ્યો નહિ પછી **ચાણુક્યે** **ચંદ્રગુપ્ત**ની હકીકત પુછી એટલે અથથી તે ઈતિ સુધીની બધી હકીકત કહી પણુ નંદની વિરૂદ્ધ પોતે છે એવું બોલવા ઉપરથી

જાણવા ન દિધું. ચાણુક્ય જેવો હુશિયાર માણુસ નંદની વિરૂદ્ધ ચંદ્રગુપ્તે એક શબ્દ પણ કહ્યો નથી છતાં શું તે પોતે એટલું ન સમજી શકે કે નંદનો કટ્ટો દુશ્મન ચંદ્રગુપ્તછે. તે તેના બોલવા ઉપરથીજ સમજી ગયો. પણ ચંદ્રગુપ્તે પોતાનો હેતુ શોછે તે કોઇરીત્યે પણ ચાણુક્યના જાણુવામાં આવવા દિધો નહિ. હળવે હળવે ચાણુકયે ચંદ્રગુપ્તની પાસેથી બધી હકીકત જાણી લીધી તેમ હળવેહળવે પરસ્પરમાં પ્રીતિ પણ થવા લાગી.

પરસ્પરમાં પ્રીતિ થઈ પણ ચાણુક્ય નીતિ નિપુણ તેથી ચંદ્રગુપ્ત ઉપર જેટલો જોઇએ તેટલો વિશ્વાસ રાખવામાં પોતે ડાહાપણ ભરેલું કામ કરેછે એમ સમજતો નહિ. ચંદ્રગુપ્ત ચતુર હતો ને ચાણુકયના મનની વાત બહારના દેખાવે અનુમાનથી સમજતો પણ પોતે કેવો માણુસછે તે લાગ આવેજ જણાવાય તો સારૂં ધારી ચુપ રેહેતો. એક દિવસ આજ વિષયની વાતો થતી હતી. તેવામાં ચાણુકયે એવા ભાવાર્થવાળું બોલી દિધું કે, 'હું નંદનું રાજ્ય તને અપાવીશ' તેથી ચંદ્રગુપ્તને ઘણો આનંદ થયો. રાજ્ય મેળવવાનો લોભ ચંદ્રગુપ્તને બિલકુલ હતો નહિ પણ તેના બાપનું વેર લેવાનો લોભ ઘણો હતો. તેથી ચંદ્રગુપ્ત ચાણુક્ય પાસે એવી પ્રતિજ્ઞા કરવા ધારતો હતો કે જેથી નંદનો

સમૂળ નાશ થાય. આવી પ્રતિજ્ઞા કરવા જો ચંદ્રગુપ્ત ચાણક્યને કહેતો ચાણક્ય તેમ કરવા કબૂલ કરે નહિ ધારી એવો પ્રસંગ તે ખોળતો હતો કે તે પોતાની મેળેજ એવી પ્રતિજ્ઞા કરે કે જેથી પોતાનું કામ નિકળી જાય.

એક દિવસ નંદ રાજાને ત્યાં ભોજનનો મોટો સમારંભ હતો. ઘણા મોટા વિદ્વાન્ બ્રાહ્મણોને જમવા સારૂ નોતર્યા હતાં. આ લાગ જોઇ ચંદ્રગુપ્તે ચાણક્યને પણ નોતરૂં દિધું ને તેણે તે માન્ય કર્યું. જમવાનો વખત થયો. જમવા સારૂં બે હારે પંગત ગોઠવાઇ એક હારમાં બ્રાહ્મણોને, સામી હારમાં ક્ષત્રિયોને બેસવાનું રાખ્યું. મૂળમાં ચાણક્ય અજાણ્યો માણસ તેથી પોતાને ક્યાં બેસવાનુંછે તે તે જાણતો નહોતો પણ જે પત્રાળું સારી પેઠે રસોઇથી પિરસેલું હતું ત્યાં, પોતે મૂળથી વિદ્યાભિમાની હતો તેથી જઇ બેઠો. આ પત્રાળું નંદરાજા સારૂ ઘણા ભપકાથી પિરસેલું હતું. ચંદ્રગુપ્ત આ ઠેકાણે વ્યવસ્થાપક હતો. તેણે જોયું તો ચાણક્ય નંદરાજના ભાણા ઉપર આવીને બિરાજ્યોછે પણ જાણીજોઇ તે તરફ આંખઆડા કાન કર્યા. ચંદ્રગુપ્તે આમ કરવામાં એવી ધારણા રાખી હતી કે 'ચાણક્ય મૂળથી રિસાળવો છે તેથી આમાંથી કંઇ પણ આપણા લાભનું પરિણામ

આવશે.' ને છેવટે થયું પણ તેવુંજ.

થોડાજ વખતમાં **નંદ** અને તેના સાથીઓ જમવા સારૂ આવ્યા. તે પોતાના ભાણા પાસે આવ્યા છતાં પણ **ચાણક્ય** ત્યાંથી ઉઠયો નહિ. ચાકર વિગેરે લોકો પણ **ચંદ્રગુપ્ત**ને લીધે **ચાણક્ય**ને કશું કહિ શક્યા નહિ. રાજ્યમદમાં અંધ થયેલા **નંદે** 'અરે, આ કોણ છે એને કોણે બોલાવ્યો અને અહિં કોણે બેસાડયો' એવું **ચંદ્રગુપ્ત**ને પૂછયું તો તેણે કહ્યું કે 'એ એક મ્હોટો વિદ્વાન્ બ્રાહ્મણ છે. તે આવીને અહિં બેસી ગયો તેથી વખતે હું તેને અહિંથી ઉઠાડું તો કોપાયમાન થાય જાણી મેં અહિંજ બેસવા દિધોછે' **ચંદ્રગુપ્ત**ની ખરી ધારણા આમ કહેવામાં શી હતી તે **નંદ** કે **ચાણક્ય** કોઈ જાણી શક્યુ નહોતું. **નંદ**ના મનમાં આવ્યું કે 'આ છોકરા જેવા બ્રાહ્મણ બીજા ઘણાએ ભટકેછે તેવોજ આ હશે' તેથી 'આને અહિંથી ઉઠાડી મુકો' એવો હુકમ કર્યો પણ **ચાણક્ય** જો કે નાની ઉમરનો છતાં ઘણો તેજસ્વી હતો તેથી કોઇની પણ હિમ્મત તેને ઉઠાડી મુકવા માટે ચાલી નહિ. **નંદે** જો મોટું મન રાખીને **ચાણક્ય**ને જ્યાંનો ત્યાં બેસવા દિધો હોત ને પોતાને સારૂં બીજું આસન મુકવા કહ્યું હોત તો **ચાણક્ય** જે ભાણા ઉપર બેઠો હતો તે કરતાં ઘણું સારૂં બીજું ભાણું પિરસાવી

શકત રાજાનું માન મોટા ને સારા ભાણા ઉપર બેઠાથીજ વધેછે એમ કંઇ નથી, પણ થવા કાળ કોઇ મિથ્યા કરતું નથી કેહેવતછે કે 'विनाशकाले विपरीतबुद्धिः'। ઉઠાડી મુકવા ચાકરોને કહ્યા છતાં કોઇ ચાકર ચાણુક્યને ઉઠાડવા હિમ્મત કરતા નથી અને તે પોતે ત્યાંથી ઉઠતો નથી એ જોઈ નંદે પોતેજ હાથ પકડી ચાણુક્યને ઉઠાડી મુક્યો. એક નિર્જીવ દર્ભનું ભોથું વાગવાથી તેનું જડમૂળ કાઢી નાંખ્યું તો આ પોતાનું ભારે અપમાન થયું તેથી હવે તે જે ન કરે તે ઓછું. જેવો નંદે હાથ પકડીને ચાણુક્યને ઉઠાડવા માંડયો કે તેને ઘણોજ ક્રોધ ચડયો. ક્રોધના આવેશમાં ઉભા થઇને બધાની વચ્ચે પોતાની ચોટલીએ વાળેલી ગાંઠ છોડી નાંખી ને બધાના દેખતાં કહ્યું કે, 'ભાઇઓ, સાંભળોઃ મને ખાસ નોતરૂં દઇ જમવા સારૂ બોલાવીને મારૂં આવું અપમાન કર્યું તેથી હું પ્રતિજ્ઞા કરૂછું કે હું નંદનો નિર્વંશ કરીશ. જ્યાં સુધી નંદનો નિર્વંશ નહિ કરૂં ત્યાં સુધી આ મારી ચોટલીની ગાંઠ વાળીશ નહિ ને આવીજ રીતે છુટી રાખીશ' પછી પગ અફાડી દાંત કચરડતો ચાણુક્ય ક્રોધમાં અગ્નિ સરખો લાલચોળ થઈ એકદમ બહાર ચાલતો થયો. નંદે ધાર્યું કે 'આ બિચારો ગરીબ બ્રાહ્મણનો છોકરો શું કરી શકવાનો છે' એમ

ત્ય રાક્ષસને પણ ભ્રાંતિ પડી કે આમાંથી શું થશે.

**ચંદ્રગુપ્ત** એક કોરે ઉભો રહિ આ બધું જોતો હતો. **ચાણક્યે** રાજ્ય અપાવવાનું વચન આપ્યું હતું ને વળી વગર મહેનતે **નંદના** કુળનો નાશ કરવાની કરેલી પ્રતિજ્ઞા સાંભળી તેને ઘણો આનંદ થયો. **ચાણક્યની** શક્તિ માટે **ચંદ્રગુપ્તની** ખાત્રી હતી કે જરૂર તે પોતાની પ્રતિજ્ઞા પાળશે.

**ચંદ્રગુપ્ત** પણ લાગ જોઇ **ચાણક્ય** જોડે જતો રહ્યો. કારણ કે, તેને તેનુંજ કામ હતું. **નંદ** જેવા સાર્વભૌમ રાજાને ખરાબ કરવા પૈસા અને સૈન્ય બળ જોઈએ. તે તો **ચંદ્રગુપ્ત** કે **ચાણક્ય** પાસે નહોતાં. પરંતુ **ચાણક્ય** ઘણો બુદ્ધિમાન્ હતો તેથી **નંદની** જોડે ખટપટ હોય એવા કોઇ રાજાને ખોળી કાઢીને તેની મારફતે પોતાનુ કામ સાધવા વિચાર કર્યો. એવો રાજા તેમને મળી આવ્યો. તે **પંજાબદેશનો પર્વતેશ** નામનો રાજા હતો. તેનું રાજ્ય **નંદરાજાના** રાજ્યની સરહદ ઉપર આવ્યું હતુ. અને મૂળથી **નંદરાજા** જોડે તેને મેળ નહોતો. **નંદનો** પ્રધાન **રાક્ષસ** રાજ ખટપટમાં પૂરો હોવાથી **પર્વતેશનું** કાંઈ ચાલતું નહોતું. **ચાણક્ય** અને **ચંદ્રગુપ્ત પર્વતેશ** પાસે ગયા. તેણે તેમને સારૂ માન આપ્યું. **ચાણક્યે પર્વતેશના** ધ્યાનમાં ઉતરે તેમ સ-

મજાવી નંદનું અડધું રાજ આપવા લલચાવી તેના રાજ્ય ઉપર ચઢાઈ લઈ જવા ગોઠવણ કરી. પર્વતેશ પાસે સૈન્ય જો કે ઘણું નહોતું પણ તેની સરહદ ઉપર ઘણાક જંગલી માણસો હતાં. તેમને સમજાવી લઢાઇમાં આવવા ગોઠવણ કરી. નંદરાજાના રાજ્ય ઉપર જેમ બને તેમ ઉતાવળે ચઢાઇ લઈ જવાની બધે પ્રકારે તાબડ તોબ તૈયારી થતી ચાલી. અમાત્ય રાક્ષસ જો કે ઘણો કાબેલ હતો છતાં પણ તેના જાણવામાં કશું પણ આવ્યું નહિ. જે દિવસથી ચાણક્યે પ્રતિજ્ઞા કરી હતી તે દિવસથી તેના મનમાં વહેમતો હતો પણ દૈવયોગે કહો કે કાંતો ભૂલથી કહો પણ તેણે ચંદ્રગુપ્ત તથા ચાણક્ય સંબંધી કંઈ પણ છુપી તપાસ રાખી નહોતી

પર્વતેશ ઘણો બળવાન્ હતો. તેમાં વળી ચાણક્ય જેવો રાજ ખટપટમાં નિપુણ સલાહકાર અને ચંદ્રગુપ્ત જેવો ઘરનો ભોમિયો મળ્યા તેથી તે નક્કી ધારતો હતો કે 'કુસુમપુર ઉપર ચઢાઇ કરવામાં આપણો જય છે.' તેથી તે પોતાની સરહદ ઉપર આવી મ્લેચ્છ લોકોને લઇને કુસુમપુર ઉપર ઘેરો નાંખવા ચાલ્યો. ચાણક્યે 'નંદરાજાનું રાજ્ય મળવાથી અડધું રાજ્ય આપીશ' એવું પર્વતેશને કહ્યું હતું પણ તેમ કેહેવામાં શો ભેદ છે તે પર્વતેશથી સમજી શકાયો નહોતો.

'કુસુમપુર ઉપર ચઢાઈ આવવાની છે' એવી ખબર **નંદને** કે અમાત્ય **રાક્ષસને** ન મળે તે માટે **ચાણકયે** પાકો બંદોબસ્ત કર્યો હતો. કારણ કે, **નંદ** બળવાન્ હતો તેથી જો તેના જાણવામાં ચઢાઈની વાત આવે તો તે પણ પ્રથમથી તૈયારી કરી રાખે ને પોતાની ધારણા બર આવે નહિ એમ તે સ્પષ્ટ સમજતો હતો. અમાત્ય **રાક્ષસ** કે **નંદના** જાણવામાં ચઢાઇ સંબધી કંઇ પણ બાતમી ન મળે તે સારૂ **ચાણકયે** એક બીજીજ યોજના ઘડી કહાડી. ઈંદુશર્મા નામનો **ચાણકયનો** એક દોસ્તદાર હતો. તે ઘણો વિદ્વાન્ હતો. તેણે મંત્ર વિદ્યા સાધી હતી. તે મંત્ર વિદ્યામાં એવોતો પ્રવીણ હતો કે પોતાના પ્રયોગ અજમાવતાં ગમે તેવા માણસને મંત્ર બળે મોહ પમાડી નાંખતો હતો. **ચાણકયે** આવી અણીની વખતે **ઈંદુશર્મ્માને** પોતાનો મદદગાર બનાવ્યો. તેને સમજાવ્યું કે 'ગમે તે પ્રકારે પણ અમાત્ય **રાક્ષસને** તારા મંત્ર બળે કરી મોહિત કરવા હમણાંને હમણાં તું કુસુમપુર જા.' મિત્રની આજ્ઞાને આધીન થઈ **ઈંદુશર્મ્મા** ક્ષપણકનો વેષ લઇ કુસુમપુર ગયો અને અમાત્ય **રાક્ષસને** વૈરાગ સંબંધી બડી બડી વાતો કરીને મળ્યો, હળ્યો અને ભોળવ્યો. વિશ્વાસ મેળવીને તેના ઉપર મોહની મંત્રનો પ્રયોગ

ચલાવ્યો. મંત્ર બળથી અમાત્ય રાક્ષસ પોતાના પંજામાં ફસાયો હોવાથી તેની વગ તથા ઓળખાણ કરી નવ નંદ અને તેના મોટા મોટા અધિકારીઓ ઉપર લાગ ફાવ્યા પ્રમાણે મંત્ર પ્રયોગ ચલાવીને તેમને પણ મોહિત કર્યા.

આવો લાગ જોઈને પર્વતેશે કુસુમપુર ઉપર ઘેરો ઘાલ્યો. ઇંદુશર્માને ચાણક્યે અમાત્ય રાક્ષસાદિને મંત્ર બળથી મોહિત કરવા સારૂ મોકલ્યો હતો તેથી તેણે ઘેરો ઘાલ્યા પછી પોતાનું મંત્ર બળ ખેંચી લીધું. એટલે બધા શુદ્ધિપર આવ્યા. હવે શુદ્ધીપર આવ્યા તેથી પ્રયોજન શું ? તેમને લઢવાની તૈયારી કરવા જોઈએ તેટલો વખત મળ્યો નહિ. 'પર્વતરાજાએ પોતાના ઉપર ચઢાઈ કરી' એવું નંદના જાણવામાં આવવાથી તેને ઘણો ક્રોધ ચઢ્યો. રાક્ષસ એ ચઢાઇ બદલ કંઇ બીજાજ વિચારમાં હતો પણ નંદે તેના વિચારને અનુકૂળ ન થતાં પર્વતરાજા જોડે લઢાઇજ કરવાની તૈયારી કરવા માંડી. અમાત્ય રાક્ષસનું કહ્યું માન્યું નહિ ને પર્વતરાજાના સૈન્ય ઉપર પોતાનું લશ્કર લઈ તુટી પડયો. અમાત્ય રાક્ષસને પણ જોડેજવું પડ્યુ. એકદમ વિચાર વગર કરેલા કૃત્યનુ ફળ પરિણામે સારૂ હોતું નથી કહેવતછે કે 'अव्यवस्थित चित्तस्य प्रमादोऽपि

भयंकरः ।' **નંદનું** સૈન્ય હાર્યું. જ્યાં ત્યાં કાપા કાપી ચાલી હતી. નવ **નંદ** અને તેમના મુખ્ય મુખ્ય સરદારો મરાયા. નવ **નંદોને** મારી નાંખતી વખતે **ચંદ્રગુપ્ત** આગળ આવી મા'રા બાપને તથા મા'રા નવ્વાણું ભાઇઓને વિશ્વાસઘાત કરીને મારી નાખ્યા તેનું વૈર લઉછું' કહિ **નંદોનો** નાશ કર્યો.

બધે પ્રકારે હાર થવાથી અમાત્ય **રાક્ષસ** ઘણા વિચારમાં પડયો પણ ગમે તે પ્રકારે **ચંદ્રગુપ્તને** મારી નાંખી **નંદ** કુળના **સર્વાર્થસિદ્ધિને** ગાદી ઉપર બેસાડવાની ખટપટમાં પડયો. વળી એવો વિચાર કર્યો કે 'ગમે તે પ્રકારે હમણા **પર્વતેશને** આપણા પક્ષમાં લેવો: તેને જોરે **ચંદ્રગુપ્ત** કુદકારા મારેછે. એની પાસે પૈસા કે સૈન્ય કાંઈ પણ નથી. તેમ **ચાણક્ય** અને **ચંદ્રગુપ્ત**ને કંઇ પાસેનો સંબંધ નથી. **પર્વતેશ** આપણા પક્ષમાં આવે કે લાગલો તેને મારીજ નાંખવો.' પછી અમાત્ય **રાક્ષસે પર્વતરાજાને** બોલાવી **ચંદ્રગુપ્તે** જે લાલચ આપી હતી તે કરતાં વિશેષ લાલચ આપી એટલે **પર્વતરાજા** ફરી ગયો અને લઢાઈ બંધ પાડી.

આ વખતે કુસુમપુર રાજા વિનાનું થઈ ગયું હતું. નવ **નંદ** લઢાઇમાં મરણ પામ્યા હતા. **ચાણક્યની** સલાહથી **ચંદ્રગુપ્તે** નામની રાજ્યસત્તા લીધી હતી પણ

રાજમેહેલમાં પ્રવેશ કર્યો નહોતો. કારણ કે, અમાત્ય રાક્ષસના મનમાં ચંદ્રગુપ્તનો ગમે તે પ્રકારે નાશ કરવાનો ભાવ હોવાથી 'રાજમેહેલમાં રેહેવામાં કોઇપણ પ્રકારે દગો થશે' ધારી રાજમેહેલમાં રેહેવાની ચાણક્યે મના કરી હતી. અમાત્ય રાક્ષસ પોતાની ધારણામાં કોઈ રીત્યે હજુ સુધી ફાવ્યો નહિ તેથી બહારથી ચંદ્રગુપ્તને રાજા ગણી તેની આજ્ઞાને અનુસરવા લાગ્યો. ચાણક્યની કૃપાથી ચંદ્રગુપ્તને રાજ્ય મળ્યું, નવનંદનો નાશ થયો, તેમજ તેની પ્રતિજ્ઞા પળી તેથી ઘણો આનંદ થયો. ચંદ્રગુપ્તને રાજ્ય મળ્યું, તેથી વિજયપતાકા કુસુમપુરના દરવાજા ઉપર ચઢાવી દિધી.

ચંદ્રગુપ્તની પ્રતિજ્ઞા બર આવી અને ચાણક્યની પ્રતિજ્ઞા સફલ થઇ છતાં પણ ચાણક્યે પોતાની ચોટલીની ગાંઠ વાળી નહિ. કારણ કે, આગળ ઉપર ઘણી ખટપટો જાગશે એમ તેણે ધાર્યું હતું.

રાક્ષસ તો દિનપર દિન જતાં ઘણા વિચારોમાં લીન થતો ગયો. તેણે પર્વતરાજાને એવું કહ્યું હતું કે, 'નંદનું બધું રાજ્ય તમને આપીશ' તેથી પર્વતરાજાએ લઢાઇ બંધ કરી હતી. આણી તરફ પર્વતરાજા આશામાં ને આશામાં દિવસો કાઢતો હતો. ઉપર ઉપરથી ચંદ્રગુપ્ત 'રાજ્ય સ્વસ્થપણે ચલાવે છે'એવું દેખાતું હતું પણ માંહેથી

તો અમાત્ય રાક્ષસ ઘણીક રાજ ખટપટને રમતો હતો ને 'ક્યારે લાગ આવે કે પર્વતરાજાની સહાયતાથી ચંદ્રગુપ્ત-ને મારી નંખાવું અને નંદકુળના તપ માટે ગયેલા સર્વાર્થસિદ્ધિ રાજાને પાછો બોલાવી ગાદી ઉપર બેસા-ડી પર્વતરાજાને પણ પૂંછડે ગાંઠ વળાવી કાઢી મુકું' એમ અમાત્ય રાક્ષસ ધારતો હતો. નંદ પ્રતિ તેનાં અપ્રતીમ પ્રીતિ અને ભક્તિ ભાવ હતાં તેથી ગમે તે પ્રકારે પણ નંદ વંશનું ભલું કરવા ઉપર ઘણી કાળજી હતી. સર્વાર્થસિદ્ધિ કુસુમપુરની પાસેજ એક ઠેકાણે રહેતો હતો. તેને 'વખતે ચંદ્રગુપ્ત કે ચાણક્ય પોતાની કામના જાણશે તો ઠેકાણે કરી નાંખશે' એવા ભયથી ત્યાંથી દૂર એક એકાંત સ્થળમાં લઇ જઇ રાખવા ગોઠવણ કરી.

ચંદ્રગુપ્ત પાકા બંદોબસ્તથી રાજમેહેલથી વેગળો રહેતો હતો. ગામ બહાર ચાણક્ય પણ ઘણા સારા બંદોબસ્તથી રેહેતો હતો. પર્વતરાજા પણ ગામ બહાર પોતાની સેના સાથે રહેતો હતો. અમાત્ય રાક્ષસે મધ-ના કુલ્લામાં હાથ તેનો મુકાવ્યો હોવાથી તેતો એમજ ધારતો હતો કે 'આ રાજ્ય લીધું તેમાં ચાણક્ય કે ચંદ્ર-ગુપ્તનું કાંઇ પણ પરાક્રમ નથી. બધું મારાવડેજ થયું છે' પર્વતરાજાએ નંદનું આખું રાજ લેવાની લાલચે ચંદ્ર-

ગુપ્ત તથા **ચાણક્યને** મારી નાંખવા ધાર્યું પણ અમાત્ય **રાક્ષસના** જાણવામાં આવ્યું હતું કે મેં જેમ છાની યોજના કરીછે તેવી બીજી યોજના **ચાણક્યે**, કરીછે વળી વિશેષ અમાત્ય રાક્ષસના મનમાં આ વખતે વિચાર થઈ વસ્યા કે 'વખતે આપણા કહ્યા પ્રમાણે રાજ્ય આપવું પડે તેવો વખત આવેતો જાણી જોઇ પરાયા માણસને ઘરમાં ઘાલવા જેવું થાય તેથી તેમ પણ ન થવા દેવું' એમ ધારી **પર્વતરાજાને** કહ્યું કે, '**ચંદ્રગુપ્ત** તથા **ચાણક્યને** મારવા એ કંઇ સેહેલું કામ નથી. હું જ કંઇ નવિન કપટ રચના કરીને **ચંદ્રગુપ્તને** છાની રીત્યે મારી નંખાવીશ અને બધું રાજ્ય પછી તમને આપીશ.' આ સાંભળી **પર્વતરાજા** જરા શાંત થયો.

'**પર્વતરાજા** ફરી ગયોછે અને પોતાની પાસે સૈન્ય કે પૈસો કાંઇ પણ નથી તેથી પર્વતરાજાને વિશ્વાસે રેહેવું ઉચિતછે' એવું પ્રથમથીજ **ચાણક્ય** ધારતો નહોતો. **ચંદ્રગુપ્તના** ભાઇઓ અને બાપને **નંદોએ** ઘણા નિર્દયપણે વિશ્વાસઘાત કરી મારી નાંખ્યા હતા તેથી **નંદના** વખતમાંના કેટલાક માણસો હમણા **ચંદ્રગુપ્ત** રાજા થયો હોવાથી તેના ઉપર પ્રીતિ રાખતા. તેમજ ના'ના ના'ના ફટાઈઆ રાજાઓ પણ **ચંદ્રગુપ્તને** વધારે ચ્હાતા હતા

પર્વતરાજા ચંદ્રગુપ્તના ઉપર જલદીથી ચઢાઈ કરવા અમાત્ય રાક્ષસને કેહેતો ને ચાણક્ય જાણતો તોપણ તે તેની દરકાર રાખતો નહિ.

અમાત્ય રાક્ષસના મનમાં ગમે તે પ્રકારે ચંદ્રગુપ્તનો નાશ કરવાનો નિશ્ચય હોવાથી તેણે એક સર્વાંગ સુંદર અને મનોહરા વિષકન્યા તૈયાર કરાવી ચંદ્રગુપ્ત પાસે મોકલવા ગોઠવણ કરી પણ આ વાત પ્રથમથીજ ચાણક્યના જાણવામાં આવવાથી તેણે ચંદ્રગુપ્તને ચેતાવી એ વિષકન્યાને કોની પાસે મોકલવી તે સમજાવ્યું. અમાત્ય રાક્ષસ તરફથી એ સર્વાંગસુંદરા ભેટ આવી ત્યારે અનુચર સાથે 'મોટો ઉપકાર માનુંછું' એવું રાક્ષસને કેહેવડાવી એ વિષકન્યાને અનુકુળ કરી તેને સમજાવીને પર્વતરાજા તરફ 'મહારાજા ચંદ્રગુપ્તે ભેટ મોકલીછે તે સ્વીકારો' કેહેવડાવી મોકલી આપી. પર્વતરાજા લાલચે લપટાયા. વિષકન્યાથી મોહિત બન્યા ને હમેશને માટે અનાશવંત જગત મુકી પરલોકને પામ્યા. વાચકો, જોયુ સુખ? અડધું રાજ્ય મુકી આખું રાજ્ય લેવા ગયા. કહેવતછે કે 'लोभ पापस्य कारणम्' પર્વતરાજ પરલોક પધાર્યા જાણી ચાણક્યને આનંદ થયો. પર્વતરાજ જો આખર સુધી ચાણક્યના પક્ષમાં રહ્યા હોત તો આવો વખત ન આવત પણ તે કરેશું? કહેવતછે કે 'लिखि-

तमपि ललाटे प्रोज्झितुं क समर्थः ।' પર્વતરાજ પક્ષાની વાત ચતુર **ચાણુક્યે અમાત્ય રાક્ષસ** ઉપર ઢોળી પાડી. જો એમ ન થયું હોત તો **પર્વતરાજ**નો પુત્ર **મલય-કેતુ** તથા તેનું સૈન્ય મોટાધામધુમ મચાવી દેત.

**ચંદ્રગુપ્ત નંદ**રાજાની ગાદી ઉપર બેઠા હતો પણુ ગામના ઘણાખરા માણસો અમાત્ય **રાક્ષસ**ના વળણુ-માં જ હોવાથી હરેક પ્રકારે **ચંદ્રગુપ્ત**ના અનિષ્ટમાં ભાગ લેવા ઉત્સુક હતા. **પર્વતરાજ**ના મૃત્યુથી ચતુર **ચાણુક્ય**ને તેના પુત્ર **મલયકેતુ** તરફથી બીક હતી. તે તેણે હરેક પ્રકારે દૂર કરવાના ઉપાયો કરવા માંડ્યા. **મ-લયકેતુ**ને **ચાણુક્યે** કહ્યું કે 'અમાત્ય રાક્ષસે તો તમારા પિતાને મારી નંખાવ્યા હવે તે બીજા શાં શાં તરકટ કરશે તે હું કહિ શકતો નથી' આ સાંભળી **મલયકેતુ** પોતાનું સૈન્ય લઈ પોતાના દેશ તરફ ચાલતો થયો. તેણે તેના બાપની પેઠે રાજ્યનો લોભ બિલકુલ રાખ્યો નહિ. ને કદી રાખ્યો હોત તો પરિણામ ઘણું ગંભીર આવત.

ચતુર **ચાણુક્યે** બીક બતાવીને **પર્વતરાજ**નું **લશ્કર** નસાડી મુક્યું અને **પર્વતરાજ**ને રામ શરણ પોંચાડ્યા છતાં પણુ **અમાત્ય રાક્ષસ** પોતાની ખટપટ મુકીને નિરાંતે બેઠો નહિ. તેણે પોતાના મિત્ર **વિજયકેતુ**,

તથા બીજા ઘણાઓથી મળીને ઘણીક ખટપટ કરી મુકી હતી. એ ખટપટમાં મુખ્ય ખટપટ એ હતી કે 'એક મોટો ખાડો ખોદાવી તેમાં ચંદ્રગુપ્તને નાંખવો' રાક્ષસના જાણવામાં આવ્યું કે ચતુર ચાણક્યની ખટપટથી મલયકેતુ પોતાનું સૈન્ય લઇને જતો રહ્યો છે તેથી તેને ઘણી ભીતિ લાગી 'ખોટી બીક બતાવીને મલયકેતુને નસાડી મુક્યો માટે તેની પારેજ ફરીથી ચઢાઈ લાવું' એવી ઇચ્છાથી તે મલયકેતુની પાછળ ગયો. રાક્ષસ મલયકેતુને તેના નગરમાં પ્રવેશ કરતી વખતે મળીને ઘણી ઘણી તરેહથી સમજાવી વિશ્વાસ મેળવ્યો, ચંદ્રગુપ્તને મારી નાંખવાની રાક્ષસની યોજના નિષ્ફળ ગઇ.

ચતુર ચાણક્ય ચંદ્રગુપ્તને પક્ષમાં લઈ કુસુમપુરમાં રહ્યો અને અમાત્ય રાક્ષસ મલયકેતુને પક્ષમાં લઈ તેના નગરમાં રહ્યો. આ બે રાજ ખટપટમાં સંપૂર્ણ નિપુણ અને શુરવીર પુરૂષો એકબીજા ઊપર પોતાની ખટપટનો પ્રયોગ કેવી રીત્યે અમલમાં લાવેછે તે વાચકો, તમને હવે જોવાની ગમ્મત પડશે. ચાણક્ય અને અમાત્ય રાક્ષસના હેતુમાં અસ્માન જમીનનો ફેર હતો. અમાત્ય રાક્ષસ ચંદ્રગુપ્તને હરેક પ્રકારે મારી નંખાવી સર્વાર્થસિદ્ધિ કે મલયકેતુને રાજ અપાવી પોતે પ્રથમ

પ્રમાણે રાજનો કારભાર કરવો એમ ધારતો હતો. ને ચતુર **ચાણક્ય** તો પોતાની પ્રતિજ્ઞા પાળી ચુક્યો હતો. તેને રાજકારભાર ચલાવવાની જરા પણ મરજી નોહોતી પણ 'ખરેખરો ચતુર અને રાજ ખટપટના દાવપેચમાં પૂરો તથા સ્વામિભક્ત કોઇ કારભારી મળેતો તેને ચંદ્રગુપ્ત તથા રાજ્યને સોંપી દેવાની પોતાની ઇચ્છા હતી.' પણ સર્વ પ્રકારે યોગ્ય કારભારી તો ચતુર **ચાણક્યે** અમાત્ય **રાક્ષસનેજ** પસંદ કર્યો હતો; તેથી છેવટે તેનેજ બધું સોંપીને પોતે આ બધી ખટપટમાંથી દૂર થવા ધારતો હતો પણ આવો સમય એકદમ મળવો ઘણો દુર્લભ. **ચાણક્યે નંદોનો** નાશ કરાવ્યો તેથી અમાત્ય **રાક્ષસ, ચંદ્રગુપ્ત** તથા **ચાણક્યને** પોતાના કટ્ટા દુશ્મન ગણીને વૈર લેવાના ઇરાદાથી હજુ પણ ઘણી ઘણી ખટપટો કરતો હતો. અમાત્ય **રાક્ષસ**-ને જો **ચાણક્ય ચંદ્રગુપ્તનો** પ્રધાન થવા કહે, તો તે તેનું કહ્યું ન માને તેવો નહોતો પણ **ચાણક્ય** મૂળથી અભિમાની પુરૂષ, તેથી તે નમતી આપીને પોતાની ધારણા બર આણવા ધારે નહિ એ દેખીતુંજછે. પણ યુક્તિ પ્રયુક્તિથી છેવટ જતાં પોતાની ધારણામાં ફાવેલો જોવા ઇચ્છતો હતો. વાચકો, તમે જોશો કે જે સહજ થાય એવું કામ કરવા માટે આપણા આ બન્ને

ચતુર અને રાજ ખટપટના સંપૂર્ણ નિપુણ પુરૂષો કેવા કેવા કામ કરીને કેટલા કેટલા માણસોનો ઘાણ વાળી નાંખેછે.

અમાત્ય રાક્ષસનો વિચાર 'ચંદ્રગુપ્તને ગમે તે પ્રકારે મારી નંખાવી નંદકુળના રાજા સર્વાર્થસિદ્ધિને ગાદી ઉપર બેસાડવાનો હતો' પણ એ ધારણા બર ન આણવા માટે ચાણક્યે એ રાજાનું કાટલું કરી નાંખવા માણસો મોકલ્યા. તેઓ તેને ખોળતા ખોળતા ચિત્રકૂટ પર્વત ઉપર ગયા. ત્યાં તેને જોયો. તેને રાજ્ય લોભ બીલકુલ હતો નહિ. તે પરમેશ્વરનું ધ્યાન કરતો હતો. તેના જાણવામાં આવ્યું કે 'નવ નંદનો નાશ થયો અને ચંદ્રગુપ્તને રાજ્ય મળ્યું' તે પોતાની રાણી મુરાનો પુત્ર હતો તેથી તેને હરખ કે શોક કશાં હતાં નહિ. મારાઓને તેણે કહ્યું કે, 'મને મારશોમાં. મારે રાજપાટ કાંઈ પણ જોઈતાં નથી. હું તો પરમેશ્વરની ભક્તિ કરૂંછું.' પણ એક નિર્દય માણસે તેને રામશરણ પોં'ચાડી હમેશને માટે નંદકુળનો અંત આણ્યો. રાક્ષસની પ્રીતિ નંદવંશ ઉપર જરા પણ ન રહે તેવું કરવા ચાણક્યે આ નિરઅપરાધી સર્વાર્થસિદ્ધિનો એક પળવારમાં અંત આણ્યો અને તેમ કરવામાં તેણે આનંદ માન્યો ચાણક્યે ધાર્યું કે, 'નંદવંશનો કોઇપણ માણસ નથી

તેથી હવે આપોઆપ અમાત્ય રાક્ષસ ચંદ્રગુપ્તના હિત તરફ વળશે અને મારો મૂળ હેતુ બર આવશે.' આખરે થયું પણ તેમજ.

ચાણક્ય ચંદ્રગુપ્તના હિતને સારૂ કેટલું ધ્યાન આપતો હતો તે જો જોવું હોયતો વાંચો આગળ. એક દિવસે એક માણસે પોતાની સ્ત્રીને કહ્યું કે 'આજે તો ચંદ્રગ્રહણછે' તેથીતે સ્ત્રી પોતાના પતિને વેળાસર જમાડવા રસોઈ તૈયાર કરતી હતી. એટલામાં તેનો ધણી આવ્યો તેણે પોતાની સ્ત્રીને પુછ્યું કે, 'આજે કેમ જલદીથી રસોઈ કરેછે ? તે સાંભળી તેણીએ ઉત્તર આપ્યું કે 'આજે તો ગ્રહણ છે",તેથી મેં જલદીથી ખાવાનું કર્યુંછે, તે ખાઇ લો' ખરૂં જોતાં ગ્રહણ નહોતું તેથી તેના ધણીને ઘણી નવાઈ લાગી. બાઇનો ધણી જ્યોતિષશાસ્ત્રમાં ઘણો પ્રવીણ હતો તેથી તેણે કહ્યું કે 'હું જ્યોતિષશાસ્ત્ર સારી પેઠે જાણુંછું. જો તેં અમસ્તીજ રસોઈ કરી હોયતો ભલે. આજ ગ્રહણ તો છેજ નહિ. પણ કેતુ સાથે રાહુ ચંદ્રનું પૂર્ણ મંડળ ગ્રાસ કરવા સારૂ ત્વરાથી ચાલેછે પણ ......' એ બાઇના ધણીએ હજુ વાક્ય તો પૂરૂં કર્યું નથી એટલામાં ચાણક્ય કે જે છાની રીત્યે નગર ચર્ચા જોવા ગામમાં ફરતો હતો. તેના સાંભળવામાં એ અધુરૂ વાક્ય આવવાથી તેણે

ઉતર આપ્યું કે 'મારા છતાં [1]ચંદ્ર(ગુપ્ત) ઉપર ક્યોગ્રહ ચાલનારછે? એટલામાંજ પેલા માણસે પોતાનું અધૂરૂં વાક્ય 'બુધ પાસે હોવાથી તેનું કંઈ વળે તેમ નથી' એવું કહી કર્યું. આ સાંભળતાં ચાણક્યને ઘણો ક્રોધ ચઢયો પણ નિર્દોષ બ્રાહ્મણ ઉપર વેર વાળવા જેવું ન જણાવાથી તે પોતાના મુકામ ઉપર આ બાબતનો ઝીણો વિચાર અને તપાસ કરતો ચાલ્યો ગયો.

સર્વાર્થસિદ્ધિના મરણની વાત અમાત્ય રાક્ષસને કાને ગઈ તેથી તેને ઘણું દુઃખ થયું. પણ પોતે પર્વતરાજાને વચન આપેલું હોવાથી મલયકેતુ સાથે મળીને કુસુમપુર ઉપર સ્વારી કરવાની છાની રીત્યે ગોઠવણ કરી. મલયકેતુના મનમાં પોતાના બાપને મારી નંખાવનાર ચાણક્યજછે એવુ અમાત્ય રાક્ષસે ઘણી સારી રીત્યે ઠસાવ્યું હતું તેથી મલયકેતુના મનમાં 'ક્યારે વેર લઉ' એમ થઇ ગયું હતું. આ વાત જોકે ઘણી છાની હતી પણ ચતુર ચાણક્યના બાતમીદારો આ ગુપ્ત ગોઠવણની વાત તેને કહિ ગયા. ચાણક્યે ઘણી ઘણી દેશભાષા જાણનારા વિશ્વાસુ માણસોને બાતમીઓ મેળ-

---

૧. ચાણક્યે એ બ્રાહ્મણના બોલવાનો જૂદોજ અર્થ કર્યો કે કેતુ એટલે મલયકેતુ, ક્રૂર ગ્રહ એટલે, રાક્ષસ, ચંદ્ર ઉપર એટલે ચંદ્રગુપ્ત ઉપર.

વવા મોકલ્યા હતા. ચાણક્યે મલયકેતુ ચઢી આવે તો તેનો શો ઉપાય કરવો તેનો સારી પેઠે વિચાર કરી પાકો બંદોબસ્ત કર્યો હતો. રાજ્યમાના લોકોનું ગુપ્તવર્ત્તન કેવુંછે તે જાણવા સારૂ નિપુણક નામના બાતમીદારને નીમ્યો હતો; તે યમપટ બતાવીને ગુજરાન ચલાવનારનો વેષ લઇ બધે યમપટ બતાવતો ફરતો ફરતો ચાણક્ય પાસે આવ્યો. તેણે ચાણક્યના ઘરમાં ચાણક્ય પાસે જવાના ઘણાં ફાંફાં માર્યાં પણ તેનાથી અંદર એકદમ જઈ શકાયું નહિ. ઘણીવાર સુધી શ્લેશમાં નિપુણક ચાણક્યના દ્વારપાળ જોડે બોલ્યો પણ તે બિચારો શ્લેશ સમજી શકે તેવો નહોતો તેથી તેણે છેવટ સુધી પણ ચાણક્ય પાસે આવવાની પરવાનગી આપી નહિ. ચાણક્યે આ દ્વારપાળ અને નિપુણકની તકરાર બારણા પાછળ ઉભા રહિ છાની રીત્યે સાંભળી હતી. છેવટે ખાત્રી થઈ કે 'ઘણા એક બાતમીદારો બાતમી મેળવવા મોકલ્યાછે તેમાંનો આ એક નિપુણક નામનો બાતમીદારછે' ત્યારે પ્રકટપણે દ્વારપાળને આજ્ઞા કરી કે, 'એને આવવા દો.' પછી નિપુણકને બધી હકીકત પૂછી જોઇ. તેણે કહ્યું કે, "બધું ઠીકછે પણ ચંદ્રગુપ્તની ચઢતી સહન ન કરનાર ફક્ત ત્રણ માણસોછે: એ ત્રણેમાં મુખ્ય જિવ

સિદ્ધિછે. તે આપની ઘણી નિંદા કરતો ફરેછે' જિવ સિદ્ધિ તો ચાણકયના તનનો માણસ હતો એટલે તેનું કેહેવું તેણે માન્યુ નહિ પણ પાછું પૂછ્યું કે 'બાકીના બે રહ્યા તે કોણ છે.' 'અમાત્ય રાક્ષસનો મિત્ર શકટદાસ' શકટદાસ 'નામ સાંભળીને ચાણક્યને હસવું આવ્યુ.' ગરીબ બિચારો શકટદાસ! તેનો ઘાટ ઘડવા આપણે સિદ્ધાર્થકને નીમેલોજછે. તેની ફિકર નથી 'ચલાવ આગળ, હવે ત્રીજો કોણછે?' ચાણુકય નિપુણકને કહેછે. ત્રીજો ચંદનદાસ શેઠ કે જેના ઘરમાં અમાત્ય રાક્ષસે પોતાનું કુટુંબ છાનું રાખ્યુંછે તે છે' ચાણુકય મનમાં કેહેછે કે, 'રાક્ષસને પાછો લાવવાનો ઉપાય ઘણો સારો છે' પણ પ્રકટપણે નિપુણકને ચાણુકય પૂછેછે કે 'તને શી ખબર કે ચદંનદાસને ત્યાં રાક્ષસ પોતાનું કુટુંબ છાની રીત્યે રાખી ગયોછે, ત્યારે નિપુણક એક વિંટી કાઢીને ચાણુકયના હાથમાં આપતાં કહ્યું કે 'આ વીંટી આપને તેની ખાત્રી આપશે.'

ચાણુકયના મનમાં જયારે અમાત્ય રાક્ષસ મલયકેતુ પાસે ગયો ત્યારથીજ એવું હતું કે રાક્ષસ પોતાનું કુટુંબ કોઈને ત્યાં મુકીને ગયો હશે. છાની બાતમી પણ મળી હતી કે 'ચંદનદાસ શેઠને ત્યાં તેનું કુટુંબ, અમાત્ય રાક્ષસ તેનો પરમમિત્ર હોવાથીછે' પણ

ચંદનદાસ શેઠ ઉપર કોઇ પ્રકારે જુલુમ ગુજારી તેના કુટુંબને કબજામાં લેવાનું ચાણક્યે ઠીક ધાર્યું નહોતું. કારણ કે, ચંદનદાસ શેઠ ગામમાં ઘણો પ્રસિદ્ધ અને આબરૂદાર માણસ હતો. ચાણક્યનો હેતુ કોઇ રીતે પણ અમાત્ય રાક્ષસના કુટુંબને હેરાન કરવાનો નોહોતો પણ તે જો પોતાના હાથમાં આવેલો અમાત્ય રાક્ષસ જલદીથી કબજામાં આવે અને પોતાની મૂળ ધારણાનો જલદીથી અમલ થાય એજ એનો હેતુ હતો.

ચાણક્યના પૂછવાથી વિંટી કેવી રીત્યે મળી તે નિપુણક કહેતાં કહે છે કે 'હું આ યમપટ બતાવતો બતાવતો બધે ફરતો ફરતો ચંદનદાસ શેઠને ત્યાં પણ બતાવવા ગયો યમપટ ઉઘાડી મેં ગાવા માંડયું એટલે શેઠના ચાકર નફરો જોવા માટે આવ્યા. એટલામાજ એક પાસેનું બારણું ઉઘાડી એક છોકરો જોવા સારૂ આવ્યો. તુરત અંદરથી કોઈ બાઈ માણુસ જાણે કોઇ પ્રકારની બીક હોય તેવું ધારી 'અરે, આ છોકરો બહાર ગયો' કહિ તેને લેવા બહાર આવી. છોકરાએ જક કરી મારો યમપટ જોવા કહ્યું. આ રગઝગમાં એક વીંટી આવીને મારી પાસે પડી. તે મેં નિકળી પડી હશે ધારી હળવે રહિને લીધી પછી હું મારો યમપટ બતાવીને ચાલતો થયો. રસ્તામાં વીંટી જોઇ તો અમાત્ય

રાક્ષસના નામની જણાઇ તેથી તે વીંટી આપને આણી આપીછે.' ચાણક્યે તેને શાબાશી આપી અને કહ્યું કે 'તારી મેહેનતનો બદલો સારી પેઠે આપીશ હમણાતો જા' નિપુણક ચાલતો થયો.

ચાણક્યના હાથમાં રાક્ષસના નામની વીંટી આવવાથી તેણે એવી એક યુક્તિ રચી કે જેથી મલકેતુનો રાક્ષસ ઉપરથી વિશ્વાસ ઉઠી જાય. એક બનાવટી કાગળ તૈયાર કરી, ચંદનદાસને ભોળવી પોતાનું કામ સાધવાનો બીજો ઉપાય ધાર્યો પણ તેનો અમલ હાલ તુરત ન કરવાનો ઠરાવ કરી પ્રથમ મલયકેતુ સાથે અણબનાવ કરાવવા નિશ્ચય કર્યો.

મલયકેતુની જોડે ચંદ્રગુપ્તની ઉપર ચઢાઈમાં આવનારા પાંચ મ્લેચ્છ[૧] જાતીના રાજપુત્રો હતા. તેઓ ઘણા બળવાન્ હતા. તેમને મારી નાંખી મલકેતુને કેદ કરી લાવવા સારૂ અમાત્ય રાક્ષસની વીંટી કેવી રીતે કામે લગાડી તે વાચકો, તમે આગળ વાંચોછો તેથી જણાશે.

ચાણક્યે બનાવટનો પત્ર લખવા પોતાનાં શિષ્ય શા-

૧ કાલુતદેશનો રાજા ચિત્રવર્મા, મલયદેશનો રાજા સિંહનાદ, કાશ્મીર દેશનો રાજા પુષ્કરાક્ષ, સિંધ દેશનો રાજા સિંધુસેન અને પારસીક દેશનો રાજા મેઘ એ પાંચ.

ર્ઙ્ગરવને કલમ, ખડિયો તથા કાગળ લાવવા કહ્યું. પત્ર લખવાનો આરંભ થયો એટલામાં ચંદ્રગુપ્તની શોણોત્તરા નામની દાસી ચંદ્રગુપ્ત તરફથી સંદેશો લઇ આવી કેહેવા લાગી કે 'આર્યનો જયજયકાર થાઓ, આપને મહારાજાશ્રીએ વિનંતી કરીછે કે જો આપની આજ્ઞા હોય તો પરલોકવાસી પર્વતરાજાની ઉત્તરક્રિયા કરી સાર્થક કરૂં. તથા તેમણે પોતાના શરીર ઉપર ધારણ કરેલા હતા તે અમૂલ્ય અલંકારનું દાન કરૂં.'

ચાણક્યે પર્વતેશ્વરને મારી નંખાવ્યો હતો તેનો અપવાદ ટાળવા માટે રાક્ષસે પર્વતેશ્વરને મારી નાંખ્યાની ખોટી વાત ઉરાડી હતી. તેથી આ નિમિત્તે એ અપવાદમાં કમીપણું જણાશે અને આ પ્રસંગ પણ ઘણો સારોછે જાણી ચંદ્રગુપ્ત ઉપર ચાણક્ય ઘણો પ્રસન્ન થઈ શોણોત્તગ જોડે કહાવ્યું કે, 'મરજી પ્રમાણે ઉત્તરક્રિયા કરો પણ તેના શરીરપરના અમૂલ્ય અલકારો કોઈ સારા વિદ્વાન્ બ્રાહ્મણને આપવા જોઇએ અને તેવો બ્રાહ્મણ હું તમારી પાસે મોકલી આપીશ તેને આપવા.' આ પ્રમાણે કહિ દાસીને રજા આપી પછી ચાણક્યે પોતાના શિષ્ય શાર્ઙ્ગરવને બોલાવી કહ્યું કે 'વિશ્વાવસુ, પ્રમિતિ અને બ્રહ્મદત્ત એ ત્રણેને કહે કે તમે રાજા ચંદ્રગુપ્ત પાસે જાઓ. તે તમને

અમૂલ્ય અલંકારો આપશે તે લઇ મને તમે મળીને પછીથી ઘેર જજો.' આ અમૂલ્ય અલંકારો આ બ્રાહ્મણોને અપાવવાનું કારણ એજ હતું કે એ અલંકારો લઇને મલયકેતુ અને અમાત્ય રાક્ષસના સ્નેહમાં ભંગાણ પડાવી રાક્ષસને પોતાના પક્ષમાં લેવો અને મલયકેતુનો અમાત્ય ઉપરથી ઓછો વિશ્વાસ રાખવો. તે માટેચતુર ચાણક્ય કેવો પ્રપંચ રચેછે ને તેમાં તે કેટલે દરજ્જે ફાવેછે તે વાંચો આગળ—આપણે વાંચી ગયા કે ચાણક્યે એક બનાવટી પત્ર લખવા માંડયોછે. તે પત્ર લખાઇ રહ્યા પછી તેને શકટદાસ પાસે સાફ કરાવવા પોતાના શિષ્ય શાર્ઙ્ગરવ સાથે મોકલ્યો ને કહ્યું કે 'શકટદાસ નાજાણે કે મેં પત્ર લખાવ્યોછે.'

આજ્ઞા પ્રમાણે શાર્ઙ્ગરવ શકટદાસના હસ્તાઅક્ષરથી પત્ર લખાવી લાવ્યો. હવે આ બનાવટી પત્ર ઉપર ચાણક્યે નિપુણકે લાવી આપેલી વીંટી સિદ્ધાર્થકને આપી શિક્કો કરાવ્યો. થોડી વારસુધી વિચાર કરીને ચાણક્યે સિદ્ધાર્થકને આજ્ઞા કરી કે, 'હમણાંજ જલદીથી તું ગુન્હેગારોને શૂળીએ ચઢાવવાની જગા ઉપર જા. શૂળી દેનારાઓને છાની રીતે સમજાવી રાખ કે કામ પડે ત્યારે તેઓ તે પ્રમાણે કરે. જો, આ કાગળની નકલ તું જેની પાસે કરાવી લાવ્યો તે

શકટદાસને મેં શૂળીએ દેવાની આજ્ઞા કરીછે. તેને શૂળીએ ચઢાવવા માંડે કે તું પ્રથમના સંકેત પ્રમાણે શૂળી દેવાની જગા પાસે જઇ શૂળી દેનારાઓને બિવડાવી નસાડી મુકજે. તેઓ નાશી જાય એટલે શકટદાસને સમજાવી રાક્ષસ પાસે લઇ જજે. કારણ કે, તે રાક્ષસનો પરમમિત્ર થાયછે. તેં સકટદાસને બચાવ્યો જાણી અમાત્ય રાક્ષસ તારા ઉપર ખુશી થશે. તે જો કંઇ ઇનામ આપેતો તે લઈને તું તેને ત્યાંજ થોડા દિવસ માટે નોકર રહેજે. આમ કરવાથી રાક્ષસની યોજનાઓની બાતમી તને મળશે. મલયકેતુને સમજાવી અમારા ઉપર તે ચઢાઈ લાવનારછે માટે તું પણ તેમાં સામીલ થજે અને ચઢાઇ લઇ ગામની પાસે આવે એટલે આ પ્રમાણે કરજે' કહિ કેટલીક છાની વાત તેના કાનમાં કહે (સિદ્ધાર્થક 'ઘણું સારૂં' કહિ રજા લઈ ચાલતો થયો.

ચાણકયે શાર્ઙ્ગરવને આજ્ઞા કરી કે 'કાળપાશિક અને દંડપાશિકને બોલાવીને કહે કે, જિવસિદ્ધિ નામના ક્ષપણકે રાક્ષસની શિખવણીથી વિષકન્યા મોકલી પર્વતેશનો પ્રાણ ત્યાગ કરાવ્યો માટે મહારાજા ચંદ્રગુપ્તે તેના એ દુષ્ટ કૃત્ય માટે દેહાંત શિક્ષા કરીછે. તેથી એ તેનો ગુન્હો નગરજનો જાણે તેવી

ડાંડી પિટાવી તેને નગર બહાર કાઢી મુકો. વળી એવું પણ કહેવું કે 'રાક્ષસનો પરમમિત્ર શકટદાસ આપણા અનહિતમાં છે તેથી તેને પણ શળીએ ચઢાવવો અને તેના કુટુંબને કેદ કરવું એવો પણ હુકૂમ થયોછે.'

ચાણક્ય આવી રાજ ખટપટની કપટ રચના કરીને વિચારમાં પડયો. મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'હું આટલું બધું કરૂંછું તેમાં સફળ થઈશ કે નહિ, રાક્ષસ મારી ધારણા પાર પડવાસારૂ મારા કબજામાં આવી જાયતો ઠીક' પ્રકટ પણે 'કંઈ ફિકર નહિ હું એને એક સપાટામાં કબજામાં લઈ લઉંછું.' એટલામાંજ સિદ્ધાર્થક આવ્યો. પેલો બનાવટી પત્ર એનેજ આપવાનો હતો તેથી એ પત્ર કાનમાં કહેલા સંકેત પ્રમાણે કરવા કહિ ચાણક્યે પત્ર આપ્યો. સિદ્ધાર્થક પત્ર લઇ ચાલતો થયો.

શાર્ઙ્ગરવની મારફતે કાલપાશિક અને દંડપાશિકને ચાણક્યે જે સંદેશો કહાવ્યો હતો તે કહિને આવ્યાના સમાચાર ચાણક્યને તેણે કહ્યા. તે સાંભળી શાર્ઙ્ગરવને ચાણક્યે પાછી આજ્ઞા કરી કે, 'આપણા ગામમાં ચંદનદાસ કરીને શેઠ છે તેને મારે હમણા જ મળવું છે. માટે બોલાવી લાવ્ય' 'ઘણું સારૂં' કહિ તે શેઠને બોલાવવા ગયો.

આપણે હવે **ચંદનદાસ** શેઠ કોણછે તે તપાસિયે. શેઠ અમાત્ય **રાક્ષસનો** પરમમિત્ર હતો, **નંદરાજાના** વખતમાં આ શેઠનું ઘણું માન હતું. તેમજ તે ઘણો પ્રસિદ્ધ અને કુસુમપુરમાં મોટો શેઠ ગણાતો હતો. પણ **ચંદ્રગુપ્તનું** રાજ્ય થતે તેનું પ્રથમ જેટલું માન નહોતું. કારણ કે, તે અમાત્ય રાક્ષસના પક્ષમાં હતો.

**ચાણક્યની** આજ્ઞા પ્રમાણે **શાર્ઙ્ગરવ ચંદનદાસ** શેઠને બોલાવવા આવ્યો. **ચાણક્યની** ઇચ્છા પ્રમાણે શેઠ મળવા સારૂ તેનીજ સાથે ગયો. આ વખતે **ચા-ણક્ય** કંઈક વિચારમાં હતો તેથી શેઠને 'આવો શેઠજી બેસો, પેલું આસન' કહિ બેસવાને કહ્યું. **ચાણ-ક્યની** રાજ ખટપટ એવી હતી કે તેનાથી સર્વ કોઈ બિહીતું. શેઠ પણ તેડું આવ્યું ત્યારથીજ ઢીલા થઇ ગયા હતા. છતાં પણ છાતી કઠિન કરી ગયા હતા. શેઠ આસન ઉપર ઘણી આનાકાનીએ બેઠા. એક બી-જાનું કુશલ પૂછયું. પછી **ચાણક્યે** વેપાર રોજગા-રની વાત પૂછી, બીજી આડી અવળી વાતો કરતાં કરતાં હળવે રહિને અમાત્ય **રાક્ષસના** કુટુંબની વાત કાઢી. શેઠજી તદન ઇનકાર ગયા કે 'મારે ત્યાં **રા** - સનું કુટુંબ હતું પણ હમણા મારે ત્યાં નથી' કહિ બોલવામાં લથડ્યા. **ચાણક્યને** વ્હેમ પડયો. તે પ્ર-

થમથી જાણતોજ હતો કે રાક્ષસનું કુટુંબ શેઠને ત્યાં રાક્ષસનું કુટુંબ કબજે રાખવાનો હેતુ એટલોજ કે રાક્ષસ પોતાના કબજામાં જલદીથી આવે અને ધારેલી ધારણામાં ફતેહ પમાય. ચાણક્યે શેઠજીને ઘણો દમ દિધો પણ શેઠજી એકના બે થયા નહિ. શેઠ અને ચાણક્ય વાતો કરેછે એવામાં કાલપાશિક અને દંડ-પાશિક એ બે જણાઓ જિવસિદ્ધિને ચાણક્યની આજ્ઞા પ્રમાણે સજા કરવા નગરના લોકો જાણે તે સારૂ ફેરવતા હતા. વાચકો, આ વિષય રાજ ખટપટથી સારી પેઠે ભરેલો હોવાથી માંહે આવતા પાત્રોને તમે જલદીથી ઓળખી શકશો કે નહિ તે હું કહિ શકતો નથી પણમારે આ પ્રસંગે જિવસિદ્ધિ કોણ તેની ઓળખાણ તમોને જોકે પ્રથમ એક વખત આપાઈ ગઇછે છતાં ફરીથી આપવી ઠીક લાગેછે. ચાણક્યને મંત્રવિદ્યાપ્રવીણ પરમમિત્ર ઈંદુશર્મ્મા તેજ જિવસિદ્ધિ. તેની શા માટે આવી ફજેતી કરેછે તે તમે સહજ સમજી શકો તેમ છે. ઈંદુશર્મ્મા ચાણક્યનો મિત્ર છતાં રાક્ષસ પક્ષની બાતમી મેળવવા બહારથી ચા-ણક્યના વિરૂદ્ધ પક્ષનો અને રાક્ષસનું હિત ચિંતક હતો. પોતાનો દાબ બેસાડવા માટે બહારથી આવો ઘાટ કર્યો હતો પણ અંદરખાનેથી સર્વે એક હતા,

આમ કરવાનું ખાસ કારણ શું હતું તે વળી બીજે પ્રસંગે આગળ આવશે તેથી સહજ સમજાશે.

જિવસિદ્ધિ બહારથી રાક્ષસ પક્ષનો હતો તથા તેણે સારી લોકપ્રીતિ મેળવી હતી અને તેની આવી સ્થિતિ જોઈ તેની પાછળ રડારોળ કરતાં ઘણા લોકો ભેગા થઈ ગયાં. આ સરઘસ ફરતું ફરતું ચાણક્યના ઘર આગળ આવ્યું. લોકોના ઘુમાટાથી ચાણક્યે શાર્ઙ્ગ-રવને પૂછ્યું કે, 'આ શી ગરબડ છે'? ત્યારે ઉત્તર મળ્યું કે 'રાજ્યદ્રોહ કરનારા પેલા જિવસિદ્ધિ ક્ષપણકને રાજાએ આજ્ઞા કરી છે કે 'એને ગામમાં ફજેતી કરતાં પાંચ વખત ફેરવીને દેશ બહાર કાઢી મુકવો. તે માટે આ બધા લોકો ભેગા થયા છે.' પ્રકટ પણે ચાણક્ય કહેછે કે, 'અરે ક્ષપણક, જો તું કોઇનીએ આધી પાછી કર્યા વગર રહ્યો હોત તો તારી આવી દશા થાત નહિ પણ ઠીક છે, રાજ્યદ્રોહનું ફળ તો મળવુંજ જોઇએ' શેઠ ચંદનદાસ તરફ જોઇને 'જોયું શેઠજી, રાજ્યદ્રોહની શીક્ષા કેવી છે. તમે પણ સમજીને રાક્ષસના કુટુંબને અમારે હવાલે કરી દો નહિ તો પરિણામ સારૂં નહિ આવે. મહારાજા ચંદ્રગુપ્તની શિક્ષા કેવી ભયંકર છે'. શેઠ ઉત્તર આપે છે કે, ગમે તેમ હોય, પણ મારે ત્યાં રાક્ષસનું કુટુંબ છેજ નહિ તો હું ક્યાંથી તમારે હ-

વાલે કરૂં'. વાચકો, હવે તમે સારી પેઠે સમજ્યા હશો, કે **ચાણક્યે ચંદનદાસ શેઠના** મનમાં જિવસિદ્ધિ માટે કરેલા પ્રપંચ યુક્ત હુકમથી તે બીહીને રાક્ષસનું કુટુંબ જલદીથી પોતાને સોંપી દેશે એવું ધારીને આ ખટપટ ખરી કરી હતી પણ **શેઠના** દ્રઢતા વાળા ઉત્તરથી **ચાણુક્યની** ધારણા પેશ પોં'ચી નહિ.

**એટલામાંજ શકટદાસ** માટે કરેલા હુકમનો અમલ થતો લોકોના કોલાહલથી જિવસિદ્ધિની પેઠેજ જણાયો. પ્રથમ પ્રમાણેજ **ચાણુક્યે** પોતાના શિષ્યને પૂછ્યું કે, 'આ વળી ગરબડ શાની છે'. ત્યારે તેણે કહ્યું કે, 'મહારાજ, રાજદ્રોહ કરનાર **શકટદાસને** રાજા **ચંદ્રગુપ્તે** શૂળી દેવાની આજ્ઞા કરી છે તેથી એને શૂળી દેવા લઇ જાય છે'. **ચાણુક્ય** કહેછે, 'ઠીક છે, ખોટાં કાર્યનું ફળ ખોટુંજ હોય છે'. ફરીથી **શેઠજી** તરફ જોઇને 'જોયું શેઠજી, આ વળી બીજો તમાશો. **ચંદ્રગુપ્ત** કેવી ભયંકર શિક્ષા, રાજ્યદ્રોહ કરનારને કહેછે. તમોએ **રાક્ષસનું** કુટુંબ તમારે ત્યાં રાખ્યું છે તેથી તમે બેશક રાજ્યદ્રોહના ગુન્હામાં આવ્યા છો. જો આ વાત રાજાના જાણવામાં આવશે તો તમારે માટે તે કેવી ભયંકર શિક્ષા ઠરાવશે તે હું કહિ શકતો નથી માટે હજુ પણ સમજીને ત-

મારો પ્રાણ ઉગારો. ચંદનદાસ અચળ નિશ્ચય વાળો હતો તેથી તેણે પ્રથમ જેવુંજ ઉત્તર આપ્યું.

ચાણક્ય આ ખટપટથી રાક્ષસના કુટુંબને પોતાને હવાલે લેવામાં ફાવ્યો નહિ. ચંદનદાસ શેઠને ડરાવીને તેનો મર્મ લેવાનોજ હેતુ હતો તેથી પોતાનાથી બનતો પ્રયત્ન કરી જોયો પણ તેમાં તે પોતે નિષ્ફળ ગયો. છતાં તે એક વાતે ઘણો ખુશી થયો. તે એજકે આટલી બધી બીક પ્રત્યક્ષ બતાવ્યા છતાં જરા પણ ન ડરતાં મૈત્રી સાચવવા પોતાના પ્રાણને પણ વ્હાલો ન ગણી દૃઢતાથી ઉત્તર આપ્યુ કે 'મારે ત્યાં રાક્ષસનું કુટુંબ છેજ નહિ'. ધન્ય છે એવા મિત્રને.

ચાણક્યે પ્રકટ પણે શેઠને ધમકી આપી કે, 'હવે જોઈ લો, તમારી શી વલે થાયછે'.

શેઠ ચંદનદાસ—'તમોને જેટલી સત્તા હોય તેટલી શિક્ષા કરવી હોય તો કરી નાંખો હું જરા પણ બી'તો નથી. રાક્ષસનું કુટુંબ મ્હારે ત્યાં નથી.'

ચાણક્યે (ગુસાથી) શાર્ઙ્ગરવને 'જા, દુર્ગપાલક અને વિજયપાલકને કહે કે એકદમ આ વાણીઆનું ઘર લુંટી લઇ એના બૈરાં-છોકરાં સાથે કેદમાં રાખો. હું ઘડી પછી ચંદ્રગુપ્તને મળી એને દેહાંત દંડની શિક્ષા કરવાનો હુકમ કરાવીશ.

ચાણુકયની આજ્ઞાનો અમલ થયો. શેઠ ચંદનદાસ દૃઢ નિશ્ચયથી દુર્ગપાલક અને વિજયપાલક જોડે ગયા.

ચાણુકય મનમાં વિચાર કરેછે કે 'આ કેવો દૃઢ નિશ્ચય વાળો છે. મિત્રને માટે મરવા તૈયાર થયોછે. જો કદાચ મારા હુકમનો અમલ થતાં આ શેઠને દેહાંત શિક્ષા થશે ને રાક્ષસના જાણવામાં આવશે તો રાક્ષસ પણ ભાગ્યેજ જીવતો રહેશે.'

આણી તરફ શકટદાસને શૂળી દેવા માટે લઈ ગયા. આવ્યો. તેને પ્રથમ કહેલા સંકેત પ્રમાણે બચાવીને અમાત્ય રાક્ષસ પાસે લઈ જવામાં આવ્યો. ચાણુકયે બહારથી શકટદાસને બચાવીને અમાત્યને શરણે નાશી જવા દિધો માટે ઘણો ક્રોધ બતાવ્યો અને તુરતજ શાર્ઙ્ગરવને આજ્ઞા કરી કે, 'જા, તું જલદીથી જઇને ભાગુરાયણને કહે કે, એકદમ જેમ બને તેમ જલદીથી શકટદાસ નાશી ગયો છે તેને પકડી લાવ્'. શાર્ઙ્ગરવ કહેવા જાયછે તો ભાગુરાયણ પણ શકટદાસ જોડે નાશી ગયેલો માલુમ પડયો, આ હકીકત ચાણુક્યને કહિ. તેણેજ તેને નાશી જવાને છાની રીત્યે કહ્યું હતું તેથી મનમાં ખુશી થયો પણ બહારથી ઘણો ક્રોધ દેખાડી ફરીથી શાર્ઙ્ગરવને કહ્યું કે, 'તું ઉતાવળો જા, ને ભદ્રભટ્ટ, પુરૂષદત્ત, ડિંગરાત, બલ-

ગુપ્ત, રાજસેન, રોહિતાક્ષ અને વિજયવર્માને કહે કે, 'ભાગુરાયણ નાશી ગયો છે તેને જલદીથી પકડી લાવો'. શાર્ઙ્ગરવ કોને કહે, કારણ કે સર્વે નાશી ગયા હતા. તે બિચારો આભો બની ગયો ને ચાણક્યને આ હકીકત પણ કહિ.

ચાણક્યની ગોઠવણ ઘણી વિચિત્ર ખટપટ અને ન સમજી સકાય તેવી યુક્તિવાળી હતી. પ્રગટ પણે શિષ્યના દેખતાં પેલા નાશી ગયા માટે ઘણા ક્રોધથી બરબડયો. ને મનમાં ઘણો ખુશી થયો. પણ મનની વાત કોણ જાણે?

કુસુમપુરમાં જે લોકો અમાત્ય રાક્ષસના તરફના હતા તે સર્વે ઘણા બીન્યા. તેમજ (અંદરથી ચાણક્ય તરફના પણ બહારથી) રાક્ષસ પક્ષના બધા માણુસો એક પછી એક એમ નાશી ગયા.

ચાણક્યે પાછા વિચારો કરવા માંડ્યા કે, 'હવે થોડીજ વાર છે. રાક્ષસજી હાથમાં આવ્યા છે. મારૂં ધાર્યું કેવું થાયછે. પરમેશ્વરની ગહન ગતિ છે. અત્યાર સુધીમાં તો હું મારી ખટપટમાં ફાવ્યો છું. હવે જે થાય તે ખરૂં પણ ફિકર નહિ. દૃઢ નિશ્ચયથી કામ કરનારને પરમેશ્વર પણ મદદ કરેછે. વાચકો, કહેવત છે કે, 'હિમ્મતે મરદાં તો મદદે ખુદા'.

---

## પ્રકરણ ૨ જું.

## અલંકાર વિક્રય.

અમાત્ય રાક્ષસે વિરાધગુપ્ત નામના જાસુસને કુસુમપુરમાં કેવી ખટપટ ચાણક્ય કરેછે તે જાણવા સારૂ મોકલ્યો હતો. આ સમય એવો બારીક હતો કે જાસુસોને ઘણા વિચિત્ર વેશ ધારણ કરવા પડતા હતા. અમાત્ય રાક્ષસના વિરાધગુપ્ત જાસુસને વાદીનો વેશ ધારણ કરવો પડ્યો હતો અને જીર્ણવિષ નામ રાખવું પડયું હતું. કેટલીક બાતમી મેળવાને વિરાધગુપ્ત રાક્ષસ પાસે આવ્યો. રાક્ષસ તો નંદના નિકંદનથી ઘણો શોક કરતો અને ચિંતાક્રાંત થઇને એક પથારી ઉપર કોરે પડી રહ્યો હતો. પોતાના કુટુંબની શી દશા થઇ હશે તેના વિચારો હમણા તેને સુઝી આવ્યા હતા. તે મનમાં કૂહે છે કે, 'શેઠ ચંદનદાસ મારો પરમ વિશ્વાસુ મિત્ર છે કુસુમપુર કેવળ મારા શત્રુઓથી હમણા તો ભરાઇ ગયેલું છે પણ એટલું તો દેખીતુંજ છે કે મારૂં કુટુંબ જો કે મારા વિશ્વાસુ મિત્રને ઘેર છે ત્યાં સુધી મારે કુસુમપુર જવાની દેખીતી ગરજ છે. મારા વિશ્વાસુ પણ ઘણા માણસો છે. તેઓ ચંદ્રગુપ્તના નાશ માટે સતત પ્રયત્ન કરવા ચુકે તેવા નથી. શકટદાસ છે,

તેને મેં ઘણું દ્રવ્ય આપેલું છે તેથી તે પોતાનો પ્રયત્ન ચાલુજ રાખતો હશે. વળી જિવસિદ્ધિ છે તે તો છુપી બાતમીઓ મેળવવામાં મહા પ્રવીણ છે. તે એક ઝપાટામાં ચંદ્રગુપ્તનો નાશ કરી શકશે પણ ઇશ્વર ઇચ્છા બલવાન્ છે. મારા પ્રયત્ન તેને અનુકૂળ હશે તો સૌ સારાંવાના થશે, નહિ તો ગમે તેટલો પ્રયત્ન કરીશ તોપણ કશું થનાર નથી. વાચકો, તમે સહજ સમજી શકશો કે જિવસિદ્ધિ અને શકટદાસ કોના તરફના માણસો છે અને અમાત્ય રાક્ષસ મારા તનના માણસો છે કહિ વિશ્વાસે રહેછે તેમાં તે કેટલી ભુલ કરેછે રાજ ખટપટ તો આવીજ હોય. પાડા પાડા લઢે તેમાં ઝાડાંનો ઘાણ વળી જાય તેમ અમાત્ય રાક્ષસ અને ચતુર ચાણક્ય પોત પોતાનું ધાર્યું કરવા કેવા અને કેટલા પ્રપંચ રચેછે અને તેમાં બિચારા ગરીબ ગાય જેવા માણસોનો કેવો ઘાણ વળી જાયછે તે તમે ને હવે પછી માલુમ પડશે.

અમાત્ય રાક્ષસ વિચારો ઉપર વિચારો કરતો અને નંદના મરણનો શોક કરતો બેઠો છે એવામાં મલયકેતુ તરફથી જાજલી નામનો એક વૃદ્ધ ચોપદાર તેની પાસે આવ્યો. તુરતજ તેને આસન આપવામાં આવ્યું અને તે તેની પાસે બેઠો.

જાજલી—'કુમાર મલયકેતુએ આપના સારૂ આ શરીર સંસ્કાર મોકલ્યા છે ને કહ્યુંછે કે, 'અમાત્યે તેનો સ્વીકાર કરવો'.

રાક્ષસ—'હમણાં મારૂં ચિત્તવ્યગ્ર છે. અલંકાર પેહેરવાનો આ સમય નથી. હું જ્યારે તમને કુસુમપુરની ગાદી ઉપર બેસાડીશ ત્યારે એનું ગ્રહણ કરીશ'. એવું કુમારશ્રીને કહો.

જાજલી—'એ ખરી વાત છે પણ કુમારશ્રીનું વચન પાછું ઠેલવું તમને ઘટતું નથી માટે મારૂં કહ્યું માનો'.

રાક્ષસે—'વારૂ, ઠીક છે' કહિ મલયકેતુએ મોકલેલા અલંકારને પોતાના અંગ ઉપર પરિધાન કર્યા.

રાક્ષસ—'પ્રિયંવદક, જો કોઈ મને મળવા બહાર ખોટી થતું હોય તો'

પ્રિયંવદક—'મહારાજ, એક જીર્ણવિષ નામનો વાદી ખેલ કરી બતાવવાની આજ્ઞા લેવા બહાર બેઠો છે. જો આજ્ઞા હોય તો અંદર બોલાવું'.

એટલામાંજ રાક્ષસને કંઇ અપશુકન જેવું જણાવ્યું તેથી તેણે 'વાદીનો ખેલ જોવો નથી કહિ એને કંઇ આપીને વિદાય કરો' એવી વરદી આપી પણ જીર્ણવિષે પાછું કહાવી મોકલ્યું કે, 'હું એકલો સાપનો ખેલ કરનારો નથી પણ પ્રાકૃત કવિતા પણ કરનારો છું'

કહિ એક કવિતારૂપ પત્ર લખી અમાત્ય રાક્ષસ ઉપર પ્રણિધિ જોડે મોકલી આપ્યું.

રાક્ષસે એ પત્ર લીધો તો તેમાં 'પોતાની ચતુરાઇવડે કુસુમમાંથી રસ ચુસી લીધેલો ભ્રમર જે કંઇ ગણગણે તે સાંભળતાં બિજાનું કાર્ય થાયછે'. આ ભાવાર્થ હતો. પત્ર વાંચતાની સાથે રાક્ષસને વાત યાદ આવી કે આ કુસુમપુરની હકીકત છૂપી રીત્યે જાણવા મોકલેલો વિરાધગુપ્ત હશે તેથી પ્રકટ પણે પ્રિયંવદકને અમાત્યે આજ્ઞા કરી કે 'એને અંદર આવવા દો. એ એક સારી કવિતા કરનારો દેખાય છે'. પછી પ્રિયંવદક તરફ જોઇ કહ્યું કે 'હવે આ શર્પનો તમાશો કરશે માટે અહિં બીજાઓનું કામ નથી. માટે બહાર જાવ.' પછીથી વિરાધગુપ્તને પાસે બોલાવી એક આસન ઉપર બેસવાનું કૃહિ પૂછવા માંડયું કે 'કુસુમપુરની જેજે હકીકત હોય તે કૃહે'.

વિરાધગુપ્ત—'હું કયાંથી હકીકત આપને કહું? કારણ કે, ઘણી લાંબી વાતછે.'

રાક્ષસ—'ચંદ્રગુપ્તે નગરમાં પ્રવેશ કર્યો અને મારા ઘણા માણસો તેને ઠેકાણે કરી દેવા રાખેલા હતા તેમણે શું શું કર્યું ત્યાંથી ચલાવ્ય.'

વિરાધગુપ્ત—'સાંભળો, પેલા શક, યવન, કિરાત,

**કાંબોજ**, **પારસીક**, **બાલ્હીક** વિગેરેના **ચાણક્યની** ખટપટથી એકઠા થયેલા અને **પરવતેશ્વરના** લશ્કરે ચઢાઇ કરી કુસુમપુરને ચારે તરફથી ઘેરી લીધું. ઘણા દિવસ ઘેરો રહેવાથી લોકો બહુ હેરાન થવા લાગ્યા. મહારાજા **સરવાર્થસિદ્ધિ** સુરંગને રસ્તે નિકળી તપોવનમાં ચાલતા થયા. ધણી વિના આપણા લશ્કરનો ઉત્સાહ નરમ પડયો. એટલે શત્રુઓએ નગર કબજ કરી લીધું અને પોતાની દુવાઇ ફેરવી **નંદનુંરાજ્ય** પાછું મેળવી આપવાના ઉદ્દેશથી અપ પણ એજ સુરંગદ્વારા બહાર નિકળી ગયા. **ચંદ્રગુપ્તને** ઠેકાણે પાડવા માટે આપે જે વિષકન્યા યોજી હતી તેજ વિષકન્યાથી બિચારો **પર્વતેશ્વર** પરલોકને પામ્યો. પોતાના પિતાનું મરણ થયાથી બીકનો માર્યો કુમાર **મલકેતુ** પણ નાશી ગયો. **પર્વતેશ્વરના** ભાઇ **વૈરોચકને** સમજાવી રાખવાની **ચાણક્યે** યુક્તિ કરી. **નંદરાયના** રાજ મહેલમાં પ્રવેશ કરવાનું મુહૂર્ત ઠરાવી ગામના આગેવાન સુતારોને બોલાવી કહ્યું કે '**નંદરાજના** મહેલમાં મહારાજા **ચંદ્રગુપ્તના** પ્રવેશ સારૂ આજ અડધી રાતનુ મુહૂર્ત જોષીએ ઠરાવી આપ્યું છે તે દરવાજાથી તે આખો રાજમેહેલ સુશોભિતપણે શણગારો' એ સાંભળી એકે કહ્યુ કે, આ વાત આગળથીજ

દારૂવર્મ્માના જાણવામાં આવવાથી તેણે ઘણો સુશોભિત જણાય તેવો બહારનો મુખ્ય દરવાજો પ્રથમ થીજ શણગારી રાખ્યોછે. હવે બાકી રહેલો ભાગ અમે પૂરો કરીશું. વગર આજ્ઞાએ આગલો દરવાજો સુતાર દારૂવર્માએ શણગારી રાખ્યો હતો તેથી બહારથી ચાણુક્ય ઘણો ખુશી થયો તથા તેની હુશીઆરીના ઘણા વખાણ કરી કહ્યું કે 'આ તારી હુશીઆરીનું ફળ તને જલદીથી મળશે.'

રાક્ષસ વિરાધગુપ્તને કહેછે કે, 'વગર કહ્યે દારૂવર્માએ દરવાજો કર્યો તેથી તેના મનમાં વ્હેમ આવ્યોજ હશે તેથી તેની ગોઠવણ અકારત જશે જણાયછે.'

વિરાધગુપ્ત—'પછી તે દુષ્ટ ચાણક્યે અડધી રાતની વખતે 'શુભ મુહૂર્ત્ત હમણા છે' કહિ નંદના રાજમેહેલમાં ચંદ્રગુપ્તને લઈ જવાની બધી ગોઠવણ કરી. ગામમાં આ વાર્ત્તાની ખબર પડવાથી ગામ લોકો પણ વરઘોડો જોવા એકઠા થયા. મુહૂર્ત્ત પાસે આવ્યું જણાવી ચાણુક્યે વૈરોચક તથા ચંદ્રગુપ્તને એકજ સિંહાસન ઉપર બેસાડવાની વાત ચલાવી. અર્થાત્ પ્રથમ કબૂલેલું અડધું રાજ્ય આપવાનો ઠરાવ કર્યો.' રાક્ષસ ( મનમાં ) વૈરોચકનુંએ આવી બન્યું હશે' પ્રકટપણે પછી 'વૈરોચકને, રાજ્યાભિષેક કર્યો. સર્વ પ્રકારના અમૂલ્ય અ-

લંકારો પહેરાવી ચંદ્રગુપ્તને બેસવાની ચંદ્રલેખા નામની હાથણી ઉપર બેસાડી ચંદ્રગુપ્તની જોડે રહેનારા સર્વે સરદારોને સાથે રાખી ઘણા ભપકાવાળી વૈરોચકની સવારી બહાર કાઢી. ચંદ્રગુપ્ત પણ આ સવારી સાથે જ હતો. ચતુર ચાણક્યના શિખવ્યા પ્રમાણે તે પણ ચંદ્રવશા નામની હાથણી ઉપર બેસીને જોડેજ નિકળ્યો હતો. વૈરોચકને એવોતો સારી પેઠે શણગાર્યો હતો કે જાણે તે ચંદ્રગુપ્તજ છે. દારૂવર્માએ કરેલા દરવાજા નીચ વૈરોચકની હાથણી આવી એટલે મહાવત બર્બરક સાથે કરી રાખેલા સંકેત પ્રમાણે તેણે દરવાજાના તોરણને ખેચ્યું. અંદર ભરાઇ રહેલા દારૂવર્માને ખબર થઈ કે દરવાજા નીચે ચંદ્રગુપ્ત આવ્યો, બર્બરકને ખબર નહોતી કે આ વૈરોચક છે તેથી તેણે પૂર્વ સંકેત પ્રમાણે દારૂવાર્માને જાણ કરી કે હાથણી જરા ઉતાવળી ચાલી ને બર્બરક પડીને મરણ પામ્યો. સંકેત પ્રમાણે માંહે ભરાઇ રહેલા દારૂવર્માએ દરવાજો તોડી પાડ્યો તેથી વૈરોચક પણ મરણ પામ્યો.'

રાક્ષસ—'અરેરે, કરવા ગયો કંઇ ને થઇ ગયું કંઇ. હશે, થવાકાળ, ચલાવ આગળ 'દારૂવર્માને વૈરોચકની આગળ ચાલનારા માણસોએ ઢેકાળા અને પથરાનો માર મારી રામ શરણે કર્યો.

રાક્ષસ—'અરે બિચારો દારૂવર્મા, પરમમિત્ર ખોયો. પછી શું થયું પેલા અભયદત્ત વૈદ્યનું ?'

વિરાધગુપ્ત—'એનો પણ ઘાટ ઘડાઇ ગયો. ચંદ્રગુપ્ત માટે જે ઓસડ તૈયાર કર્યું હતું તે ચાણક્યે તપાસી જોઈ 'ઝેરછે માટે આ ઓસડ પીવું નહિ' એવી ચંદ્રગુપ્તને ખબર આપવાથી તેજ ઓસડ તેનેજ પાઇ દિધું.'

રાક્ષસ—'પેલા રંગમહેલના મુખ્ય અધિકારી પ્રમોદકનુ શું થયું ?'

વિરાધગુપ્ત—'જેમ બિજા બધાનું થયું તેમ તેનું એ પણ'

રાક્ષસ—'નહિ બરોબર કહે.'

વિરાધગુપ્ત—'શું કહું, તેને આપે ઘણું દ્રવ્ય આપી દિધું તેથી તે એક શ્રીમંતની પેઠે ઠાઠમાઠથી રહેવા લાગ્યો; એની ચાણક્યને ખબર પડવાથી તેણે તેને આપના પક્ષનો જાણી ઠેકાણે પાડ્યો.'

રાક્ષસ વિરાધગુપ્ત પાસેથી કંઈપણ આનંદની વાત સાંભળવાની ઇચ્છા રાખતો હતો પણ તેણે તો એક પછી એક એવી વાતો કહેવા માંડી કે રાક્ષસના પેટમાં બળવા માંડયું. સુરંગદ્વારા બીભત્સકાદિને રાખી ચંદ્રગુપ્તને પથારીમાંને પથારીમાંજ પૂરો કરવા સુવાને ઠેકાણે ગોઠવણ કરી હતી તેને શું થયુ ?' રાક્ષસે પૂછ્યું.

વિરાધગુપ્ત—'ચંદ્રગુપ્તના જવા પહેલાં ચાણક્યે ઝીણી રીતે તપાસ કરીને ભીંતના એક બારીક કાણામાંથી કીડીઓ ભાતના દાણા લઈ જતી જોઇ શક પડવાથી તે ઠેકાણાને આગથી લગાડી મુકાવ્યું. એટલે બીભત્સક વિગેરે માહેના માંહે મરણ પામ્યા.'

રાક્ષસ ( આંખમાં આંસુ લાવીને )—'દુરાત્મા ચાણક્યનો પાસો બધી વાતે સવળોજ પડે છે. મે કરવામાં તો બાકી રાખ્યું નથી, પછી શું થયું?'

વિરાધગુપ્ત—'કુસુમપુર માહેના આપના વળના માણસોને ખોળી ખોળી શિક્ષા કરવા માંડી.'

રાક્ષસ—'કોને કોને, કહે.'

વિરાધગુપ્ત—'રાક્ષસની શિખણીથી પર્વતેશ્વરને વિષકન્યાથી મારી નાંખ્યો' એવું તોહોમત મેલી જિવસિદ્ધિને દેશપાર કર્યો. દારૂવર્મા વિગેરેને સમજાવીને ચંદ્રગુપ્તને મારી નાંખવાની યોજના રચી હતી કહિ શકટદાસને શૂળીએ ચઢાવ્યો. પછી આપનું કુટુંબ ચંદનદાસ શેઠને ત્યાં છે એવી ભાળ ચાણક્યને મળવાથી તેમને બોલાવી ઘણીએક ધમકી આપી કુટુંબ પોતાને શરણે કરવા કહ્યું પણ તેમણે તેમ ન કર્યું તેથી તેમને તેમના કુટુંબ સાથે કેદ કર્યા.' એટલામાં પ્રિયંવદક (લાગલો આવીને) 'અમાત્યનો જય હો, શકટદા-

સ આવેછે, વિરાધગુપ્તને શકટદાસને શૂળીએ દિધાનું પ્રથમ કહ્યુંછે તેથી રાક્ષસને અતિ અચંબો લાગેછે.

રાક્ષસ—'વિરાધગુપ્ત, આ શું કહેછે?'

વિરાધ—'મોતના મોઢામાંથી વખતે કોઇએ એને બચાવ્યો પણ હોય. મેં તો ખરી વાત કહિછે'.

રાક્ષસ—'પ્રિયંવદક, બોલાવ્ય, એને ઉવળો માંહે'.

શકટદાશ તથા તેને મારનાર મારાઓને નસાડી મુકનાર સિદ્ધાર્થક માંહે જઇને ઘટિત વિનય રાક્ષસ પ્રત્યે બનાવ્યો. રાક્ષસને ઘણો આનંદ થયો. એક બીજાને મળ્યા. રાક્ષસે શકટદાસને પૂછ્યું કે, 'આ બીજું કોણ છે' ત્યારે તેણે કહ્યું કે મને મારનારા મારાઓને નસાડી મુકી બચાવનાર પ્રિયમિત્ર સિદ્ધાર્થક છે, રાક્ષસ તેનાથી પણ ખુશી થયો. અને તેણે શકટદાસને બચાવ્યો તે માટે રાક્ષસે પોતાના શરીર ઉપરના અલંકાર ઉતારી તેને ઈનામ આપ્યા. તે લઈ તેને પગે પડી (મનમાં ચાણક્યે કહેલી વાત યાદ લાવી) 'હું અત્ર નવો માણુસ છું, મારે કોઇ સાથે પિછાન નથી તેથી આપે આપેલી બક્ષીસ સીલબંધ કરી આપુંછું તે આપના ભંડારમાંજ રાખવા કૃપા કરશો. મ્હારે જ્યારે જોઈશે ત્યારે લઇશ'.

રાક્ષસ—'વારુ ત્યારે એમ કરો, શકટદાસ તરફ

જોઇ શકટદાસ, લઇ લો એ'.

શકટદાસ (પેલું સીલબંધ પેટકું જોઇ) રાક્ષસને કહેછે કે 'આના ઉપર જે સિક્કો છે તે આપના નામનો છે'.

રાક્ષસ—'લાવ જોઇએ, હા, ખરી વાત છે. ભાઈ સિદ્ધાર્થક, આ મુદ્રા તને કયાંથી મળી વારૂ ?'

સિદ્ધાર્થક—'કુસુમપુરના ચંદનદાસ ઝવેરીના ઘર આગળથી'.

રાક્ષસ—'ખરી વાત છે, મોટાને ત્યાં આવી ચીજ રખડતીજ હોય'.

શકટદાસ—'મિત્ર સિદ્ધાર્થક, આતો અમાત્યના નામની મુદ્રા છે તે તેમને અર્પણ કરીશ તો તને એથી અધિક ધન આપી ખુશી કરશે.'

સિદ્ધાર્થક—'ત્યારે મારે કયાં ના છે, જો અમાત્ય તેનો સ્વીકાર કરતા હોય તો'.

રાક્ષસ—'ના, ના, તારી પાસેજ રહેવા દે. કેમ જે લખવાના કામમાં શિક્કા કરવા કામ લાગશે'.

શિદ્ધાર્થક—'મારી વિનંતી લક્ષ્યમાં લો. મારે ચાણકય સાથે વિરોધ થયો માટે મારાથી કુસુમપુર જવાય તેવું રહ્યું નથી તેથી હું આપની સેવા ચાકરીમાં રેહેવા માગુંછું'.

**રાક્ષસ**-'વિવાહથી વળી રળિયામણું શું? એમ કર.'

પછી **સિદ્ધાર્થક** વિશ્રામ લેવા રાક્ષસની આજ્ઞાથી **શકટદાસ** સાથે ત્યાંથી બીજે પાસે જાયછે. **રાક્ષસ** **વિરાધગુપ્ત**ને કેહેછે કે 'હવે તારી અધુરી રહેલી વાત ચલાવ આગળ પણ પ્રથમ **ચંદ્રગુપ્ત**ના નાશ મ ટે મારી ખટપટ આપણા માણસોને કેવી લાગેછે તે તથા **ચંદ્રગુપ્ત** તથા **ચાણુક્ય**ને કેમ ફાવેછે તે કહે'.

**વિરાધગુપ્ત**—'તમારી ખટપટ તો તેમને ઠીક લાગેછે અને એવી અફવા ચાલેછે કે **મલયકેતુ** નાશી ગયો ત્યારથી **ચંદ્રગુપ્ત** તથા **ચાણક્ય**ને ફાવતું આવતું નથી. **ચંદ્રગુપ્ત**નું મન **ચાણક્ય** ઉપરથી ઉઠી ગયું હોય એમ દેખાય છે. આ વાત હું ખાત્રીથી કહુંછું.'

**રાક્ષસ**—'તું આવાજ વેષમાં પાછો **કુસુમપુર** જા, ત્યાં **સ્તનકલશ** વૈતાલિક છે તેને **ચાણક્ય** **ચંદ્રગુપ્ત**ની જેજે બાબતમાં વચમાં પડી આજ્ઞા ન માને તેતે બાબતમાં ચઢાવવા કવિતા કહિ **ચંદ્રગુપ્ત**ને ઉષ્કેરવા કહે, અને તેમ કરવાથી શું થાયછે તે તારા મિત્ર **કરભક** જોડે મને કહાવી મોકલજે.' આજ્ઞા પ્રમાણે તે જાયછે—એટલામાં **પ્રિયંવદક** કહેછે કે, **અમાત્ય**, **શકટદાસ** કહેછે કે, (દાગીના બતાવી) 'આ ત્રણ અલંકાર કોઈ વેચવા આવ્યું છે તે જો લેવા હોય તો જુવો.'

રાક્ષસ—'પ્રિયંવદક, (અલંકાર અમૂલ્ય છે તેથી) શકટદાસને કહે કે ગમે તેમ કરી વેચવા આવનારનું મન મનાવી એ અલંકારો લેવા'.

વાચકો, આ અલંકાર ચંદ્રગુપ્તે પર્વતેશ્વરના ઉત્તર કાર્ય ઉપર ચાણક્યે મોકલેલા વિશ્વાવસુ વિગરે બ્રાહ્મણોને દાન આપેલા તે તેણે પોતાની ખટપટમાં પૂર્ણ રીત્યે ફાવવા અમાત્ય રાક્ષસ પાસે ઝવેરીનો વેશ લેવડાવી વિશ્વાવસુને વેચવા સારૂ મોકલ્યો છે. જુવો કેવી ખટપટ છે.

રાક્ષસ—'કોઈપણ રીતે ચંદ્રગુપ્ત અને ચાણક્ય જૂદા પડે તો ઠીક. હવે, એ વખત પણ પાસે આવ્યો છે. કારણકે, ચંદ્રગુપ્ત રાજા રાણાઓને પોતાની આણ મનાવીને સાર્વભૌમ રાજ્યપદ પામ્યો છે અને ચાણક્યના મનમાં એમજ છે કે મેં ચંદ્રગુપ્તને ગાદી અપાવી છે. ચાણક્યની પ્રતિજ્ઞા પણ પળીછે, સ્વાર્થ સધાયો તેથી પરસ્પરમાં વિરોધ થવાને હવે કંઈપણ બાકી રહ્યું નથી'.

---

# પ્રકરણ ૩ જું.

## કપટથી કરેલો કલહ.

ચાણક્ય અને મલયકેતુ વચ્ચે પાકી દુશ્મનાવટ કરાવવા માટે અમાત્ય રાક્ષસનો સતત પ્રયત્ન ચાલુ હતો. રાક્ષસ અને મલયકેતુ પરસ્પર અત્યંત વિશ્વાસ રાખતા હતા તેથી તેમનામાં એક બિજા ઉપર અવિશ્વાસ ઉત્પન્ન કરવાનો આરંભ ચાણક્યે કરવા માંડયો. વિરાધગુપ્તે રાક્ષસને કહ્યું હતું કે 'ચંદ્રગુપ્ત અને ચાણક્યને બનતું નથી.' તે બહારના દેખાવથી ખરૂં હતું પણ ખરી વાત તો એ હતી કે અંદરથી તે બન્ને જુદા નહોતા. ચંદ્રગુપ્ત તથા ચાણક્યને અબનાવ થયોછે [illegible] રાક્ષસના જાસૂસ તેને ખબર આપતા હતા તે ચાણક્યના જાણવામાં સારી પેઠે હતું અને તેથી તે ચંદ્રગુપ્ત જોડે જાણે ઘણોજ અણબનાવ ચાલેછે એવું બહારથી બતાવવા લાગ્યો. આવી ખબર રાક્ષસને વારે વારે મળતી રેહેવાથી તે પોતાનો પ્રયત્ન અપ્રતિહત ચાલુ રાખવા લાગ્યો. એ વાત ચાણક્યના પણ જાણવામાં આવી. તેણે વિચાર કર્યો કે હવે તો પ્રત્યક્ષ રીતે મારે ચંદ્રગુપ્ત જોડે એવો અણબનાવ કરવો કે જેથી રાક્ષસના જાણવામાં એવું આવે કે 'ચં-

દ્રગુપ્ત અને ચાણક્યને મુદ્દલ બનતુ નથી' તેથી ચાણક્યે કૌમુદી મહોત્સવ કરવાને પ્રસંગે આ પ્રપંચ કરવા નિશ્ચય કર્યો.

ચાણક્ય અને ચંદ્રગુપ્તે એવો વિચાર કરી રાખ્યો હતો કે 'કૌમુદી મહોત્સવ કરવા માટે ચંદ્રગુપ્તે આજ્ઞા કરવી અને ચાણક્યે અણીને વખતે તે મહોત્સવ બંધ કરાવવો. નગરમાં બધા લોકોએ કૌમુદી મહોત્સવ કરવા માંડયો. રાજાએ એક સેવકને આજ્ઞા કરી કે સુગાંગ મહેલની અગાશીને સારી પેઠે શણગારી રાખવા ત્યાંના રક્ષકને કહિ આવ્ય' 'જી ઘણું સારૂં' કહિ સેવક આ જ્ઞાનાનો અમલ કરી આવ્યો.

આણી તરફ રાજાએ કૌમુદી મહોત્સવ કરવાનો ગામમાં પડો વગડાવ્યો હતો ને બીજી તરફ ચાણક્યે કૌમુદી મહોત્સવ ન કરવાનો હુકમ કર્યો હતો. રાજાના અંગીત ચાકરોને તથા બીજા માણસોને આ બાબતની ખબર હતી.

સુગાંગ મેહેલની અગાશી ઉપર સર્વ પ્રકારની તૈયારી થયાની ખબર મળે ત્યાં રહે રહે ગામના લોકો કૌમુદી મહોત્સવ કેવા પ્રકારથી કરેછે તે જોવા રાજા ગયો. જઇને જોયું તો કૌમુદીમહોત્સવ થતો હોય એવાં કાંઇ પણ ચિન્હ જણાયાં નહિ.

ચંદ્રગુપ્ત—આર્ય વૈહીનરી, કેમ આમ, કશું જણાતું નથી ? મારી આજ્ઞા પ્રમાણે ગામમાં ઢંઢેરો પીટાવ્યો હતો કે નહિ?'

વૈહીનરી—'એવો કોણછે કે જેણે આપની આજ્ઞાનો અમલ નહિ કર્યો હશે, પણ'

ચંદ્રગુપ્ત—'પણ' શું લોકો મારી આજ્ઞા અવજ્ઞા કરેછે ?

વૈહીનરી—'હરિ, હરિ, અવજ્ઞા કરનાર કોણછે ?'

ચંદ્રગુપ્ત—'ત્યારે, ખરૂં શું છે ? શા સારૂ વાર કરેછે? કહે જલદીથી?'

વૈહીનરી—' કૌમુદીકમહોત્સવ ન કરવાની આજ્ઞા થઇછે ?'

ચંદ્રગુપ્ત—'કોણે કરીછે? (મનમાં વિચાર કરીને પ્રકટ ) ચાણક્યે ?

વૈહીનરી—'જેને પ્રાણ વ્હાલો હોય તેતો એવી આજ્ઞા કરે નહિ પણ એમના વિના કોણ કરી શકે?'

ચંદ્રગુપ્ત—'બોલાવ, ચાણક્યને અત્યારે ને અત્યારે ને કહે કે, અમને તાકીદે મળી જાઓ.'

વૈહીનરી—'ઘણું સારૂ, જેવી આજ્ઞા.'

વૈહીનરી—ચાણક્યને ત્યાં જઇ મહારાજાની આજ્ઞા જણાવેછે ને ચાણક્ય આવેછે.

**ચાણક્યને** આવતાં જોઇ **ચંદ્રગુપ્ત** આસન ઉપરથી ઉઠી પ્રણામ કરેછે ને હાથ પકડી આસન આપેછે. આસન ઉપર બેઠા પછી

**ચાણક્ય**—'શા સારૂં અમને બોલાવ્યાછે?'

**ચંદ્રગુપ્ત**—'કૌમુદીમહોત્સવ બંધ કરાવ્યો તેમાં શો ભેદછે?'

**ચાણક્ય**—'શું એ બાબત ઠપકો આપવો છે?'

**ચંદ્રગુપ્ત**—'ના, એમ નહિ પણ શિષ્ય ભાવે કારણ જાણવા.'

**ચાણક્ય**—'શિષ્ય ભાવ રાખનારે સ્વતંત્રપણે વર્ત્તનાર ગુરૂજનને કાર્ય કરતાં કેમ અટકાવવા જોઇએ?'

**ચંદ્રગુપ્ત**—'પણ, વગર કારણે કાર્ય કરાતું નથી તેથી પ્રશ્ન સારૂ અવકાશ રહેછે?'

**ચાણક્ય**—'કારણ વિના **ચાણક્ય** કાંઈ પણ કરે તેવો નથી,'

**ચંદ્રગુપ્ત**—'તેથી મારા પ્રશ્નનું સકારણ ઉતર જોઇએજ.'

**ચાણક્ય**—'રાજનીતિ વેત્તાઓએ ત્રણ પ્રકારની રાજ્ય ચલાવવાની પદ્ધતિ કહેલીછેઃ ૧. રાજાથી, ૨. પ્રધાનથી અથવા ૩. રાજા અને પ્રધાન બન્નેથી. તમારો રાજ તંત્ર પ્રધાનથીજ ચાલેછે સારે કારણ જાણવાનું

શું પ્રયોજનછે?'

આ સાંભળતાની સાથે ચંદ્રગુપ્તને ઘણો ક્રોધ ચઢ્યો અને મોઢું ફેરવીને એક બાજુએ બેઠો. રાજા અને ચાણક્યમાં પાકી ફુટ પેડી જાણીને રાક્ષસે ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે સ્તનકલશ અને તેના સાબતીએ રાજાને શૂર ચઢે તેવી કવિતા લલકારવા માંડી. ચાણક્યે મનમાં વિચાર કર્યો કે 'આવી કવિતા ગાવામાં આવેછે તેમાં કંઇ ભેદ હોય એમ જણાયછે' મનમાં પાછો વિચાર કર્યો કે આ તો રાક્ષસની યોજના વિના બિજાની હોય નહિ.' પછી પ્રકટપણે ચંદ્રગુપ્તે એક સેવકને આજ્ઞા કરીકે 'આ કવિતા ઘણી ઉત્તમ પ્રકારનીછે માટે આપો ઇનામ એને એક એક લાખ રૂપીઆ. સેવક રાજાની આજ્ઞાનો અમલ કરવા જતો હતો તેને અટકાવીને ચાણક્યે કહ્યું કે, 'ઉભો રહે, જવાની જરૂર નથી. ચંદ્રગુપ્ત તરફ જોઇ 'શા સારૂ રાજ્યના પૈસા બગાડોછો?'

ચંદ્રગુપ્ત—'આમ બધી બાબતે મને બાંધી રાખો ત્યારે આ રાજ્ય નહિ પણ કેવળ કેદખાનુંજ છે'

ચાણક્ય—'જેનું રાજ્ય કારભારી ચલાવેછે તેનું આવુંજ હોયછે. જો તમારે રાજ્ય ચલાવવું હોયતો સંભાળી લો બધુંએ.'

**ચંદ્રગુપ્ત**—'ઘણું સારૂ, આજથી સંભાળીજ લીધું.'

**ચાણક્ય**—'અમે પણ છૂટ્યા. આજથી અમે અમારૂં કામ કરીશું.'

**ચંદ્રગુપ્ત**—'પણ કૌમુદી મહોત્સવ શા સારૂ બંધ કરાવ્યો તે તો કહો'.

**ચાણક્ય**—'ત્યારે તે કરવાનું શું પ્રયોજન હતુ તે પણ હું જાણવા માગું છું.'

**ચંદ્રગુપ્ત**—'મેં કરેલી આજ્ઞા અવજ્ઞા ન થાય એક તો પેહેલું એ'.

**ચાણક્ય**—'ત્યારે તમારી આજ્ઞા અવજ્ઞા કરવી એજ મારૂ પ્રથમ પ્રયોજન. વળી સાંભળતું હોય તો બીજું પણ.'

**ચંદ્રગુપ્ત**—'કહો ત્યારે'

**ચાણક્ય** ( **શોણોત્તરા** પ્રતિહારી તરફ જોઇને)—'જા, મારૂં નામ દઈ કાયસ્થ **અચલ**ને કહે કે, '**ભદ્ર**ભટ વિગેરે અહિંથી રિસાઈ **મલયકેતુ**ના પક્ષમાં ભરાઈ જઈ તેમણે ત્યાંથી લખેલા કાગળો મંગાવ્યો છે તે આપો'.

**શોણોત્તરા** કાગળો લાવી **ચાણક્ય**ના હાથમાં આપે છે.

**ચાણક્ય**—'લો આ કાગળ, વાંચો'.

ચંદ્રગુપ્તે—મનમાં ઉપર ઉપરથી કાગળ વાંચી જોયો. એ કાગળ આ પ્રમાણે લખેલો હતો:

**"મહારાજાશ્રી ચંદ્રગુપ્ત,—**

"આપના ચરણકમલની સેવામાં તત્પર રહેનાર "મુખ્ય મુખ્ય સરદારો ભયથી નાશીને આપના વધ્ય મ- "લયકેતુ પાસે જઇને રહ્યાછે. તેમાં મુખ્ય ગજાધ્યક્ષ ભદ્ર- "ભટ, અશ્વાધ્યક્ષ પુરૂષદત્ત, મુખ્ય પ્રતિહાર ચંદ્રભાનુનો "ભાણેજ ડિંગરાત, આપનો સંબંધી મહારાજ બલદેવગુપ્ત, "આપનો બાળપણનો સેવક રાજસેન આપનો સેનાપતિ "સિંહબલનો નાનો ભાઈ ભાગુરાયણ, માલવાના રાજાનો "પુત્ર રોહિતાક્ષ, અને ક્ષત્રીયોમાં શ્રેષ્ટ વિજયવર્મ્મા. અમે "ઉપર લખેલા માણસો આપનો આશ્રય મુકીને અહિં "આવ્યા છિયે તથાપિ આપની સેવા સારૂ તૈયાર છિયે."

ચંદ્રગુપ્ત—'આ લોકો આપણો આશ્રય મેલી ગયા તેનું શું કારણ?'

વાચકો, તમે જાણતાજ હશોકે ભદ્રભટ આદિ લોકો કંઇ જાણી જોઈ નાશી ગયા નહોતા પણ ચાણક્યની સલાહથી જતા રહ્યા હતા. રાક્ષસનું ધારવું એ હતું કે ચંદ્રગુપ્ત અને ચાણક્યને સામી પ્રીત થાય તો ઠીક તેથી આવો એક બનાવટી પત્ર ચાણક્યે ઘડી કહાડયો હતો. ચાણક્ય સારી પેઠે જાણતો હતો કે અહિંની બધી વાત રાક્ષસને કાને જાયછે. પોતાને

તથા ચંદ્રગુપ્તને જરા પણ બનતું નથી એવું દેખાડવાના વિચારથી તે ચંદ્રગુપ્ત જોડે બહારથી આડી રીત્યે ચાલતો રહ્યો.

ચાણકયને ચંદ્રગુપ્તે પૂછેલા પ્રશ્નનું ઉત્તર આપતાં તે કહેછે કે, 'ગજાધ્યક્ષ ભદ્રભટ તથા અશ્વાધ્યક્ષ પુરૂષદત્ત, ખરાબ ચાલના ને દારૂબાજ થઇ ગયા હતા. પોતાની ફરજ ઉપર ધ્યાન આપતા નહોતા તેથી તેમને તેમના હોદ્દા ઉપરથી દૂર કરીને ફક્ત તેમને તેમનો પગારજ આપવાનો ઠરાવ કર્યો હતો તેથી તેઓ મલયકેતુના આશ્રય તળે જઇ રહ્યા. ડિંગરાત અને બલગુપ્ત બહુ લોભી હતા. તેમને મળતો પગાર ઓછો પડેછે જણાવી તે પણ ગયા. રાજસેન તમારી આપેલી પુંજી ખુંચાવી લેવાનો ભય રાખી જતો રહ્યો. ભાગુરાણ પર્વતરાજની જોડે મૈત્રી થવાથી ચાલ્યો ગયો. તેણેજ બીક બતાવી અહીંથી મલયકેતુને નસાડી મુકયો હતો. વળી વિશેષ કારણ એ પણ હતું કે રાજ્યદ્રોહી ચંદનદાસ, શકટદાસ વિગેરેને શિક્ષા થવા માંડી તેથી તેને પણ બીક લાગી. લોહિતાક્ષ અને વિજયવર્મા બહુ અહંકારને લીધે અદેખાઈથી જતા રહ્યા. જોયું આ કારણ.'

ચંદ્રગુપ્ત—'જ્યારે આ કારણો તમારા જાણવામાં હતા ત્યારે કેમ તેનો કંઈ ઉપાય ન કર્યો?'

ચાણક્ય—'એવો કંઇ લાગ ન આવ્યો તેથી.'

ચંદ્રગુપ્ત—'લાગ આવ્યો નહિ તે કંઈ કારણથી કે આવડત નહિ તેથી.'

ચાણક્ય—'કંઇ કારણને લીધેજ, ન આવડતથી નહિ.'

ચંદ્રગુપ્ત—'ત્યારે કહો હવે કારણ શું હતું?'

ચાણક્ય—'સાંભળીને લક્ષ્યમાં રાખો. વ્યગ્ર મનના માણસો સાથે વર્ત્તવાના બે પ્રકારછે: તેમના ઉપર પુરી મેહેરબાની રાખવી અથવા તેમને શિક્ષા કરવી. ભદ્રભટ અને પુરૂષદત્તના ઉપર મેહેરબાની રખાય તેવી નહોતી. કારણ કે, તેઓ ઘણા દુર્ગુણી હતા. તેમને જો પાછો અધિકાર આપ્યો હોત તો ગજદળ અને હયદળ ખરાબ થઇ જાત. જેમના લોભનો થોભ નથી એવા ડિંગરાત અને બલગુપ્ત હતા, તેથી તેમનું મન પણ સચવાય તેવું હતું નહિ. રાજસેન તથા ભાગુરાયણને બીક પેશી ગઇ હતી કે 'અમારૂ સર્વસ્વ લૂંટી લેશે' તેથી તેમનો શો ઉપાય? લોહિતાક્ષ અને વિજયવર્મા અભિમાની અને અદેખા હતા એટલે તેમને સમજાવવું તે પથ્થર ઉપર પાણી જેવું હતું. મેહેરબાની કે શિક્ષા કરવાનો એક પણ લાગ નહોતો. જો શિક્ષા કરીએ તો તુરતજ હાથમાં રાજ્ય આવેલું તેથી લોકમાં અવિશ્વાસ બેસી જાય. આપણા માણસો પારકા પક્ષમાં ગયા.

પોતાના પિતાના મરણનું વેર લેવા લાગ જોતો મલયકેતુ રાક્ષસની શિખવણીથી આપણા ઉપર ચઢાઇ લાવવાનોછે. આવા બારીક મામલામાં આપણે છીએ, તેથી આ કૌમુદીમહોત્સવનો સમય નથી પણ આપણો પક્ષ મજબુત કરી રાખવાનો સમયછે. આજ કારણથી મેં કૌમુદીમહોત્સવ બંધ કરાવ્યો હતો.'

ચંદ્રગુપ્ત—'ઠીક, હજુ મારે ઘણું પૂછવાનું છે.'

ચાણક્ય—'પૂછો, મારે પણ ઘણું કહેવાનું છે.'

ચંદ્રગુપ્ત—'આ સર્વેનું મુખ્ય કારણ મલયકેતુ છે. ત્યારે તેને કેમ જતો કર્યો?'

ચાણક્ય—'જો તેને જતો કર્યો ન હોત તો વચન પ્રમાણે અડધું રાજ્ય આપવું પડત. જો તેમ ન કર્યું હોત ને તેને કેદ કર્યો હોત તો પર્વતરાજને આપણેજ માર્યો ગણાત ને તેથી દેખીતું આપણું કૃતઘ્નપણું જણાઇ આવત. જો અડધું રાજ્ય આપ્યું હોત તો પર્વતરાજને માર્યાનું પાપ અમરતું ચોંટત આવાજ કારણથી મલયકેતુને જતો કરવામાં આવ્યો છે?'

ચંદ્રગુપ્ત—'રાક્ષસને શા સારૂ જવા દિધો?'

ચાણક્ય—'એ ઘણો બુદ્ધિમાન્ અને સ્વામિ ભક્ત હોવાથી જ્યાં ગયો હશે ત્યાંથી પણ યુક્તિવડે હાથ આવી લાગશે જાણીનેજ.'

ચંદ્રગુપ્ત—'એને એમને એમ કેમ પકડી લીધો નહિ?'

ચાણક્ય—'ન હોય બીજો, એતો રાક્ષસછે. એને પકડતાં મોટો અનર્થ નિપજે તેવું હતું તેથી ન પકડયો.'

ચંદ્રગુપ્ત—'તમારા યુક્તિ સિદ્ધ બોલાવાને હું પોં'ચી શકું તેમ નથી પણ તમારા બોલવાથીજ સાફ સમજાયછે કે રાક્ષસજ તમારા કરતાં બહુ બુદ્ધિશાળીછે.'

ચાણક્ય (ગુસ્સે થઈને)—'એણે એવું શું કર્યું તે કહો જોઇએ?' .

ચંદ્રગુપ્ત—'કુસુમપુર સર કર્યા પછી આપણા નગરમાં પોતાની મરજીમાં આવે તેટલો વખત રહ્યો. આપણાજ માણસોને પોતાના કરી લીધા અને વગર અડચણે તે ગામ મુકીને તેમજ આપણા માણસો લઇને ચાલતો થયો એ કંઇ ઓછી વાતછે?'

હસીને ચાણક્ય કહેછે કે—'એમાં શું થયું? હું તો ધારતો હતો કે મેં જેમ નંદનું નિકંદન કરી તમને રાજ્ય અપાવ્યું તેમ તેણે તમને ખસેડીને મલયકેતુને રાજ્ય અપાવ્યા જેવું કંઇક કહેશો.'

ચંદ્રગુપ્ત—'તેમાં તમે શું કર્યું?'

ચાણક્ય—'ત્યારે બીજાએ શું કર્યું?'

ચંદ્રગુપ્ત—'બીજે શું કરે પણ નસીબે કર્યું.'

ચાણક્ય (તપી જઇને)—'શું નસીબે કર્યું? એવું

તો અજ્ઞાન હોય તે કહે.'

ચંદ્રગુપ્ત—'ભર્યો ઘડો છલકાય નહિ.'

ચાણુક્ય—'શું તું મને બીજા નોકરોની પેઠે દ-બાવી પાછી પ્રતિજ્ઞા હું કરૂં તેવું બોલેછે?'

ચંદ્રગુપ્ત (મનમાં)—'શું ખરેખાત આમને ક્રોધ ચઢયો કે કૃત્રિમ?' એટલામાંજ

ચાણુક્ય—'શું કરવા નકામી તકરાર જોઈએ. મારા કરતાં રાક્ષસ સારો હોય તો લે, તેનેજ આપ આ શસ્ત્ર.' 'અરે રાક્ષસ, આ તારૂં બુદ્ધિબળ જોયું પણ ચાણુક્યનાથી ચંદ્રગુપ્ત જોડે અણબનાવ કરાવી ચંદ્રગુપ્તને પક્ષમાં લેવાનો તેં જે પ્રપંચ કર્યોછે તેમાં તુંજ આખરે ભૂલ થાપ ખાવાનોછે' ચાણુક્ય આટલું બોલી ચાલતો થયો.

ચંદ્રગુપ્ત—'આર્ય વૈહિનરિ, આજથી પ્રજાને જાહેર કરવું કે ચંદ્રગુપ્ત પોતેજ રાજ્ય ચલાવશે.'

આજ્ઞા પ્રમાણે જાહેર કરવામાં આવ્યું અને મહારાજા ચંદ્રગુપ્ત થાક લાગવાથી શયનગૃહ તરફ વિશ્રાંતિ લેવા પધાર્યા.

---

## પ્રકરણ ૪ થું.

### પ્રયાણ કરવા નિશ્ચય કર્યો.

વિરાધગુપ્તને રાક્ષસે કુસુમપુર પ્રથમ મોકલીને પાછળથી ત્યાંની હકીકત જાણવા સારૂં કરભકને પણ મોકલ્યો હતો. તે મુસાફરને વેષે અમાત્યના ઘર પાસે આવી પહોંચ્યો.

કરભક—'કોણ છે ભાઇ, દ્વાર આગળ? અમાત્યને કહ્હેો કે કુસુમપુરથી કરભક આવ્યોછે; દ્વારપાળ—'ભાઈ, જરા હળવો બોલ, કેમકે અમાત્યશ્રીની તબીઅત ઠીક નથી. તેથી સુઇ રહ્યાછે. ઉઠશે એટલે લાગ જોઇ કહિશ.'

કરભક તો ઘણું સારૂ કહિ એક બાજુએ બેઠો. હવે આપણે રાક્ષસ તરફ જોઇએ. તે ઊંઘ ન આવવાથી પથારીમાં આળોટેછે. પાસે શકટદાસ છે તે કંઈ વાતો કરેછે, રાક્ષસ ક્હેછે કે, 'મેં ઉપરા ઉપરી ઘણી ઘણી યોજનાઓ કરી પણ બધામાં નિષ્ફળ થવાયછે. ચાણકયની યોજનાઓ જાણીને તેના ઉપાયો કરૂંછું તેથી શું થશે ને કેમ થશે તેના વિચારોમાં ને વિચારોમાં આખી રાત કાઢુંછું. એક નાટક રચનાર અને મારી સ્થિતિ સરખીજછે. હવે દુષ્ટ

ચાણુકયનો,

રાક્ષસે પોતાનું વાકય પુરૂં કર્યું નથી એટલામાં પ્રવેશ કરી.

દ્વારપાળ—'જય થાઓ'

એટલામાંજ દ્વારપાળના બોલવા ઉપર પૂરતું લક્ષ્ય ન હોવાથી અધુરૂં વાકય પૂરૂ કરવા

રાક્ષસ—'પરાજય થાઓ'

એટલામાંજ 'જય થઓ' એ વાકય પુરૂં કરવા.

દ્વારપાળ—'અમાત્યનો'

એવામાં અકસ્માત રાક્ષસની ડાબી આંખ ફરકવા લાગી. તેથી તે વિચારમાં પડયો મનમાં વિચારવા લાગ્યો કે 'દ્વારપાળ અને મારા શબ્દો મેળવતાં 'દુષ્ટ ચાણુકયનો જયથાઓ' ને 'પરાજય થાઓ અમાત્યનો' એમ બોલાયું. તેથી એવું માલુમ પડેછે કે 'આપણી હાર થશે ને ચાણુકયનો જય થશે' અકસ્માત ડાબી આંખ ફરકી તેથી એ વાતને ટેકો મળેછે. હશે, કંઇ ફિકર નહિ' પ્રકટપણે દ્વારપાળ તરફ જોઇ

રાક્ષસ—'શું છે?'

દ્વારપાળ—'કરભક નામનો માણુસ બહાર આવ્યોછે'.

રાક્ષસ—'વારૂ, આવવાદો માંહે.'

કરભક રાક્ષસ પાસે આવીને બેસેછે. રાક્ષસ

મનમાં વિચાર કરે છે કે 'મે એને શા કામ માટે મોકલ્યો હતો' એટલામાંજ

પિતાનું પરલોક ગમન યાદ આવવાથી અમાત્ય રાક્ષસને ઘેર જવા માટે વિચાર કરી નિસાસો મુકતાં મલયકેતુ—'પિતાજીનુ પરલોક ગમન થયે આજ દશ દશ મહિનાના વહાણા વહિ ગયાં. આજ સુધી પણ પાણીની અંજલી સુદ્ધાંએ અપાઈ નથી ને પુરૂષત્વનું નકામું અભિમાન રાખીએ છીએ. માતુશ્રીએ પિતાજીના મરણથી જે રૂદન કર્યું હતું તે વખતે મેં પ્રતિજ્ઞા કરી હતી કે 'તમારી જેવી સ્થિતિ હમણા થઇછે તેવી સ્થિતિ શત્રુની સ્ત્રિયોની કરીશ ત્યારેજ પિતાનુ ઔર્ધ્વદૈહિક કર્મ કરીશ' આ પ્રતિજ્ઞા પાળવી જોઇએ અથવા લઢાઇ કરી પરલોક ગમન કરવું જોઈએ.'

મલયકેતુ સાથે જનારાઓ તે રાક્ષસને ત્યાં જાય છે જાણી જોડે જવા તૈયારી કરતા હતા તેમને જાજલી કંચુકી જોડે રાજાએ કહાવી મોકલ્યુ કે 'અમારે ઓચિંતીજ રાક્ષસને જોવા જવું છે. કારણ કે, તેથી તેને સારૂ લાગે માટે અમારી સાથે આવવાનો વિચાર સર્વેએ બંધ રાખવો.' જાજલી, એ આજ્ઞાનો અમલ કરીને પાછો આવ્યો. તેને પણ રાજાએ આ-

જ્ઞા કરી કે 'તારે પણ ન આવવું. મારી જોડે **ભાગુ-રાયણ** આવશે.' પછી **મલયકેતુ** **ભાગુરાયણ** તરફ જોઈ 'ભાઈ **ભાગુરાયણ**, **ભદ્રભટ** વિગેરેએ મને વિનંતી કરી કે 'અમાત્ય **રાક્ષસ** તરફથી આપને આશ્રયે આવ્યા નથી પણ આપના સેનાપતિ **શિ-ખરસેન** દ્વારા આવ્યા છીએ; એમ કહેવામાં શુ કારણ છે તે મારાથી સમજાતુ નથી.'

**ભાગુરાયણ**—'એમાં કાંઇ વિશેષ નથી. દુશ્મનને જીતી લેવાના લોભવાળા, ગુણી પુરૂષની પ્રિતિવાળા તથા હિતેચ્છુ જે માણસ હોય તેની તરફથી આશ્રય કરવો તે નીતિને અનુસરતું છે.'

**મલયકેતું**—'પણ ભાઇ, અમાત્ય **રાક્ષસ** અમારે ...વોજછે.'

**ભાગુરાયણ**—'એતો ખરૂં પણ **રાક્ષસ** તથા **ચા-ણુક્યને** વેરછે. **ચંદ્રગુપ્ત** સાથે કશું નથી. જો **ચાણક્ય** વધારે ફુલણજી થાય ને પ્રધાન પદથી **ચંદ્રગુપ્ત** તેને દૂર કરે તો વખતે અમાત્ય **રાક્ષસ** **નંદ**કુળ પ્રતિ ગાઢ પ્રેમને લીધે બધી વાત મનમાંથી દુર કરી '**ચંદ્રગુપ્ત** **નંદ**વંશનોજછે' કહિ તેની જોડે પ્રીતિ કરે ને **ચંદ્ર-ગુપ્ત** પણ 'આપણો જુનો પ્રધાન છે' કહિ મળી જા-યતો અમાત્ય **રાક્ષસ** પણ આપની પાસેથી ખસી

જાય ને અમારા ઉપર કુમારશ્રીને અવિશ્વાસ આવે' એમ ધારી વખતે કહ્યું હોય એમ જણાયછે.'

કુસુમપુરમાં ચાણુક્યને ચંદ્રગુપ્ત જોડે અણુબનાવ થયો છે એવું ભાગુરાયણ તથા ભદ્રભટ વિગેરેના જાણુ· વામાં આવ્યું હતું. તેથીજ યુક્તિથી આ વાત લાગ જોઇ કુમારશ્રીને કૃહેવામાં આવી હતી. તેમજ ભાગુરાયણ કુમારશ્રીનો આ વખતે ઘણો વિશ્વાસુ સલ્લાહકાર થઈ પડયો હતો તેથી તે પરોક્ષ રીતે વારેવારે રાક્ષ-સ ઉપરથી ભાવ ઓછો થાય એવી વાતો કાઢીને ભંભેરતો હતો.

ઉપર પ્રમાણે વાતો કરતા કરતા અમાત્યના ઘરમાં આવ્યા, રાક્ષસ આ વખતે કરભક પાસેથી કુસુમપુરની બાતમી પૂછતો હતો. મલયકેતુ છાનો માનો આવેલો હોવાથી એક કોરે ઉભો રહિ શી વાતો ચાલે છે તે સાંભળવા સંતાઈ રહ્યો. જોડે ભાગુરાયણ પણ સંતાયો. રાક્ષસના જાણવામાં આ વાર્ત્તા આવેજ પણ દ્વાર-પાળ વિગરે સારીપેઠે જાણતા હતા કે 'અમાત્ય મલયકેતુને આધારેજ છે' તેથી વખતે મલયકેતુ ગમ્મતની ખાતર આમ કરતા હશે ધારી અમાત્યને ખબર આપી નહિ. રાક્ષસ કરભક અને શકટદાસ ત્યાં હતા. કરભકને—

રાક્ષસ—પુષ્પપુરમાં જઇને મારા કહ્યા પ્રમાણે કર્યું?'

કરભક—'હા, કર્યું.'

છુપઇ રહેલા મલયકેતુએ ભાગુરાયણને કહ્યું કે 'સાંભળ્યું? આતો કુસુમપુરની વાતો ચાલે છે. માટે સાંભળિયે છાનામાના.'

રાક્ષસ—'મારે કહ્યા પ્રમાણે કામ થયું કે?'

કરભક—'થયુંછે તો ખરૂં?'

પાછો મલયકેતુ ભાગુરાયણને પૂછેછે કે 'આ બે વાતો કરે છે તેમાં કાંઇ સમજાતું નથી તેથી એ શી વાતો કરેછે?'

એતો પ્રધાનની ખટપટ ન સમજાય એવીજ હોય છે. પૂરેપૂરૂં સમજાયા વિના કંઇ ચોકશ કહિ શકાય નહિ, માટે જરાવાર સાંભળીએ તો ખરા કે શી વાત ચાલેછે?'

રાક્ષસ—'કેવી રીતે થયું તે કહે હવે.'

કરભક—'આજ્ઞા પ્રમાણે ચંદ્રગુપ્ત અને ચાણક્ય જે વાતે મળતા ન આવે તે વખતે લાગ જોઈ કવિતા કહિ ચંદ્રગુપ્તને ચઢાવવા માટે સ્તનકલશને કહ્યું. ચંદ્રગુપ્તે કૌમુદીમહોત્સવ કરવાનો ઢંઢેરો પિટાવ્યો હતો પણ ચાણક્યે તે કરવાની બંધી કરી. આ પ્રસંગે સ્તનકળશે ચંદ્રગુપ્તને શૂર ચઢે એવી કવિતા લલકારી.

મહોત્સવ બંધ કરવાથી ગુસ્સે થયેલા ચંદ્રગુપ્તે આપની પ્રશંસા કરી, ચાણક્યનો અધિકાર ખુંચાવી લીધો.'

મલયકેતુ ભાગુરાયણને કહેછે કે 'આ ઉપરથી જોતાં તો ચંદ્રગુપ્ત રાક્ષસને ચ્હાયછે એમ લાગેછે.' 'હા એમજ દેખાયછે તો.' ભાગુરાયણ ઉત્તર આપેછે.

રાક્ષસ—'મહોત્સવ બંધ કરાવ્યો એજ કે બીજું કંઇ નિમિત ચાણક્યનો અધિકાર લેવા માટેછે?'

કરભક—'બીજું પણ નિમિત્ત છે, આપને તથા કુમારશ્રી મલયકેતુને કુસુમપુરમાંથી જવા દિધા તે.'

રાક્ષસ શકટદાસ તરફ જોઇને 'જોયું કે, શકટદાસ, ચંદ્રગુપ્ત હવે તો હાથમાંજ આવ્યો કહેવાને શી અડચણછે.' ચંદનદાસના બંધ છોડીશું અને તારાથી પણ તારાં છોકરાં છૈયાં તથા સગાવહાલાંને મળશે.'

મલયકેતુ—'ભાઇ ભાગુરાયણ, ચંદ્રગુપ્ત હવે તો હાથમાંજ આવ્યો' કહ્યું તેનો શો અર્થ?'

ભાગુરાયણ—'ચાણક્ય દૂર ખસ્યો એટલે હવે ચંદ્રગુપ્તને દૂર કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી એવું સમજાયછે.'

રાક્ષસ—'ત્યારે ચાણક્ય હમણા ક્યાં રહેછે?'

કરભક—'ત્યાંજ રહેછે.'

રાક્ષસ('ત્યાંજ રહેછે' સાંભળતાની સાથે આશ્ચર્યથી) —ત્યારે આવું અપમાન પામી ત્યાંજ રહ્યોછે? તપોવનમાં ન ગયો અથવા પ્રથમ પ્રમાણે પ્રતિજ્ઞાએ ન કરી?'

કરભક—'તપોવન જાયછે એવું મેં સાંભળ્યુંછે તો ખરૂં.'

રાક્ષસ—'શકટદાસ, ચંદ્રગુપ્તને આવું કરવું ન ઘટે. જેણે રાજ અપાવ્યું, પોતાને હાથે ગાદી ઉપર બેસાડયો છતાં ઉપકારને બદલે અપકાર?'

મલયકેતુ—'મિત્ર ભાગુરાયણ, ચાણક્ય તપોવનમાં જાય કે ફરીથી પ્રતિજ્ઞા કરે તેથી એને શો ફાયદો?'

ભાગુરાયણ—'એમાંતો કાંઈ નથી પણ ચંદ્રગુપ્તથી ચાણક્ય જેટલો વેગળો રહે તેટલો ફાયદો.'

શકટદાસ—'બધુંએ ઘટે. મહારાજાધિરાજ ચંદ્રગુપ્તની આજ્ઞાનો ભંગ થાય એ શું સહન થાય?' ચાણક્યે એક વખત પ્રતિજ્ઞા લીધી ને તે મહાકષ્ટે પાર ઉતારી પણ હવે તેવી બીજી વખત પ્રતિજ્ઞા લે તો ફાયદો શો નિકળવાનો?'

રાક્ષસ—'હશે, હવે જા, શકટદાસ, (કરભક તરફ આંગળી કરી) આના મુકામની ગોઠવણ કર.'

રાક્ષસના મનમાં કુસુમપુરની હકીકત કહેવા કુમાર-

શ્રી મલયકેતુ તરફ જવાનો વિચાર થયો તેથી સેવકોને કહ્યુ કે મારે જવું છે એટલામાં પ્રકટપણે મલયકેતુ-એ 'હુંજ તમને મળવા આવ્યો' કહિ ભાગુરાયણ સાથે પ્રવેશ કર્યો. તેમને રાક્ષસે ઘટિત સ્થળે આસન આપ્યું ને બધા બેઠા—

મલયકેતુ—'તમારૂં માથું દુખતું હતું તે કેમછે?'

રાક્ષસ—'તમારા નામ આગળ 'કુમાર' શબ્દ બોલાયછે તે મટીને 'મહારાજા' શબ્દ વપરાય ત્યાં સુધી મારૂં માથું દુખતું કેવી રીત્યે મટે?'

મલયકેતુ—'તમોએ એવું ધાર્યુછે તો એવું થતા કંઈ વાર નહિ લાગે. આપણે બધી રીતે તૈયારી કરી રાખીછે. તેથી આપણે શું કરવા વાર કરવી જોઇએ?'

રાક્ષસ—'હવે વાર શાની. કરો ચઢાઈ.'

મલયકેતુ—'તમે શત્રુ ઉપર કંઇ આફત આવવાની વાટ જોતા હતા તેનું શું થયું?'

રાક્ષસ—'મોટી આફત આવીછે.'

મલયકેતુ—'કેવી તે કહો.'

રાક્ષસ—'ચંદ્રગુપ્તે ચાણક્યને પ્રધાન પદ ઉપરથી દૂર કર્યોછે.'

મલયકેતુ—'તેથી શું?'

રાક્ષસ—'તેથી શું કેમ એતો ચંદ્રગુપ્ત માટે મુદા-

ની વાતછે.'

મલયકેતુ—'ચાણકયથી આખી રૈયત થરથરતી—ને હવે તેના જવાથી રૈયતતો ખુશીખુશી થઈ હશે.'

રાક્ષસ—'ના, એમ નથી, રૈયતમાં પણ બે ભાગછે: કેટલાક ચંદ્રગુપ્તના તરફના ને કેટલાક નંદ તરફના. તેમાના ચાણુક્ય તરફના તો ચાણુક્યની રીતભાતથી નારાજ થયેલાછે. તે તમારા જેવા સમર્થ સામી લઢાઇ કરવા આવ્યા છે જાણી તરતજ તમારે આધીન થઇ જશે. આ વિષે બીજા ઉદાહરણની શી જરૂરછે. હું પોતેજ છું. મારોજ દાખલો લો.'

મલયકેતુ—'આ એકજ આફત આવીછે કે બીજી પણ આવીછે?'

રાક્ષસ—'આફતતો બીજી ઘણીએછે પણ આ એકજ મુદ્દાની છે'.

મલયકેતુ—'શું ચંદ્રગુપ્ત બીજો પ્રધાન રાખી અથવા તો પંડે બધું સાચવીને સામો નહિ લઢી શકે?'

રાક્ષસ—'એ બિચારો શું સામી લઢાઈ લઢી શકે?,

મલયકેતુ—'ત્યારે લાગ જોઇ ચઢાઇ કરી હોય તો જય થાય.'

રાક્ષસ—'નક્કિ આપણો જય થશે એમ સમજવું.'

મલયકેતુ—'ત્યારે ચઢાઇ લઇ જવા ન ખોટી થવું

જોઈએ. માટે કરો ઉતાવળ.'

મલયકેતુ ભાગુરાયણ સાથે પાછા સિધાવેછે ને રાક્ષસ પ્રયાણ મુહુર્ત્ત નક્કી કરવા પ્રિયંવદકને 'કોઈ જો શી બહારછેકે?' કહિ બોલાવેછે.

પ્રિયંવદક—'જી હા ક્ષપણક—'

'ક્ષપણક' શબ્દ સાંભળતાની સાથે અમાત્યને ખોટું લાગ્યું. (મનમાં કહેછેકે) શુકનમાજ ક્ષપણક એટલામાં પ્રિયંવદક અધૂરૂં વાક્ય પૂરૂં કરતાં 'જિવસિદ્ધિ છે' કહેછે.

રાક્ષસ—'એને સારાં લૂગડાં પેહેરાવી લાવ માંહે.' સારાં લુગડાં પેહેરાવી પ્રિયંવદક લાવેછે.

જિવસિદ્ધિ (રાક્ષસ પાસે આવીને)—'શિષ્યને ધર્મનો લાભ થાઓ.'

રાક્ષસ—'ભદંતજી, પ્રસ્થાનસારૂ સારૂં મુહુર્ત્ત બતાવો.'

જિવસિદ્ધિ (થોડીવાર સુધી વિચાર કરીને)—'આજ બે ઘડી પછી પૂનેમ બેસેછે. તેથી ઉત્તરથી દક્ષિણ દિશા તરફ પ્રયાણ સારૂ સારૂં મુહૂર્ત્તછે એમ હું ધારૂંછું. સૂર્ય આથમતી વખતે [1]ચંદ્રોદય થતાં અને કેતુનો અડધો ઉદય ને અડધા અસ્ત સમયે બુધલગ્નમાં પ્રયાણ કરવું સારૂં છે.'

---

૧. જુવો પૃષ્ઠ ૨૯ ની ટીકા જેવો શ્લેશ છે.

રાક્ષસ—'તિથિ તો સારી નથી.'

જિવસિદ્ધિ—'મારા જ્યોતિષમાંતો એક ગણો તિથિનો ગુણછે, ચાર ગણો નક્ષત્રનો ગુણછે ને ચોસઠ ગણો લગ્નનો ગુણછે. જો ગ્રહનો સ્વામી સૌમ્ય હોય ને લગ્ન નઠારૂં હોય તોપણ સારૂંજછે. તેથી ચંદ્રનું બળ જોઈને પ્રયાણ કરતાં બધી વાતે સિદ્ધિ થશે. એમ જણાય છે.

રાક્ષસ—'ઠીકછે, બીજા જોશીને પૂછી જોઇએ આપનો અને તેનો મત મળતો આવેછે?'

જિવસિદ્ધિ—'તમેજ મેળવી જુવો, અમેતો જઈશું.'

રાક્ષસ—'તમે ગુસ્સેતો થયા નથી?'

જિવસિદ્ધિ—'ભગવાન્ યમરાજ ગુસ્સે થયા છે શું? અમે નહિતો? તમે પોતાનો મુકી પારકાને ખોળો છો? (જિવસિદ્ધિ જતો રહેછે.)

રાક્ષસ—પ્રિયવદક, હવે દિવસ કેટલો બાકી છે જો વારૂ?

પ્રિયંવદક (બહાર જઇ જોઇ આવીને)—'સૂર્ય આથમવાનો સમય થયો છે.'

## પ્રકરણ ૫ મું.

### રાક્ષસ ઉપર મલકેતુ કોપ્યો.

**રાક્ષસ**ને બધે પ્રકારે હરાવવા સારૂ ચતુર **ચાણક્યે** **ભદ્રભટ**, **ભાગુરાયણ**, **જિવસિદ્ધિ** અને **સિદ્ધાર્થક**ને **મલયકેતુ** તરફ મોકલ્યા. તેઓ કુમારનો પોતાના ઉપર સારી પેઠે વિશ્વાસ બેસાડીને તેના સૈન્યમાં જૂદાજૂદા અધિકાર મેળવી પોતે ખુદ રાજ્યના માલીક જેવા બન્યા. **ભાગુરાયણ** તો કુમારનો હાથ પગ થઈ પડયો. તે તેને પૂછ્યા વિના પાણી સુદ્ધાં પીતો નહિ. **મલયકેતુ**એ ચઢાઇની તૈયારી કરીજ રાખેલી હતી. તે પ્રમાણે કુસુમપુર ઉપર લશ્કર લઇ મુકામ કૂચ કર્યો. કુસુમપુરની પાસે આવી પહોંચ્યા. **ભાગુરાયણ**ની ખટપટથી **રાક્ષસ** ઉપર **મલયકેતુ**નું મન નહોતું તથાપિ તેના જેવા પ્રવીણ પુરૂષને વેગળો રાખવો ઠીક નહિ ધારી તેને જોડેજ રાખવામાં આવ્યો હતો.

સહજ સહજ બાબતમાં **ભાગુરાયણ** એવી વ્હેમ ભરેલી વાતો **રાક્ષસ** વિરૂદ્ધ **મલયકેતુ**ને સમય સૂચકતાથી કહે તો કે જેથી તેના ઉપર કુમારની પ્રીતિ ઓછી થઇ જાય. કુસુમપુર પાસે લશ્કર આવી પહોંચ્યું છે એવામાં **ભાગુરાયણે** અમાત્ય **રાક્ષસ** સારૂ ખો-

ટી કલ્પના કરી મલયકેતુને કહ્યું કે 'કુસુમપુર તો પાસે આવ્યું. રાક્ષસ ચંદ્રગુપ્ત સાથે મળીને કંઈ ખટપટ કરશે. લઢાઇ ચાલતી થાય ત્યાંસુધી તેની ખટપટ કરવાને લાગ મળવા દેવો નહિ. લઢાઇ ચાલતી થયાપછી બન્નેને સલાહ થવાનો સંભવ નથી. રાક્ષસે ચંદ્રગુપ્ત ઉપર આપણી પાસે ચઢાઈ કરાવી આપણનેજ ફસાવવાની કદી ગોઠવણ કરી હોય તો આપણે પ્રથમથી પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ માટે એવો ઠરાવ કરવો કે 'આપણામાંથી કોઇ બહાર જાય અથવા બહારથી માંહે આવે તેની બારીક તપાસ રાખવી ને છાપ લીધા સિવાય કોઈ આવે કે જાય નહિ એવો બંદોબસ્ત કરવો'. તે માટે આપણા કોઇ વિશ્વાસુ માણસનેજ રાખવો'. મલયકેતુને આ વાત ખરી લાગવાથી તેણે આ કામ ભાગુરાયણનેજ સોંપ્યું.

ભાગુરાયણને આમ શામાટે કહેવું પડયું તેનો ખુલાસો કરવો જોઇએ. ચાણકયની ગોઠવણ પ્રમાણે રાક્ષસ તથા મલયકેતુ વચ્ચે અણબનાવ કરાવવો અને સિદ્ધાર્થક તથા જિવસિદ્ધિ પાસેથી મલયકેતુને કંઇ નવીજ આશ્ચર્યકારક વાત જણાવી મલયકેતુના કેટલાક મુખ્ય સરદારોને ઠેકાણે કરી નાંખવા એજ હેતુ હતો.

શકટદાસને બચાવનાર સિદ્ધાર્થકને ચતુર ચાણ-

કર્યે, રાક્ષસની મહોરથી બંધ કરેલો, શકટદાસના હાથથી લખેલા કાગળનો બીડો આપેલો છે એમ આગળ કહેવામાં આવ્યું છે. શકટદાસ નાશીને રાક્ષસ પાસે સિદ્ધાર્થક સાથે આવેલો છે એ તથા શકટદાસને સિદ્ધાર્થકે બચાવ્યો તે માટે રાક્ષસે ખુશી થઇને આપેલા અલંકાર જે તેણે મહોર કરીને રાક્ષસના ભંડારમાંજ રાખવા આપ્યા તે પણ આગળ આવ્યું છે. કુસુમપુર ઉપર મલયકેતુ ચઢાઈ કરવા નિકળ્યો તેજ દિવસે સિદ્ધાર્થકે તે અલંકારની અનામત મુકેલી પોટલી શકટદાસ પાસેથી માગી લીધી. ઉપર લખેલા બનાવટી કાગળનો બીડો પણ તેની પાસેજ હતો. તે લઈ ચતુર ચાણક્યની ગોઠવણ પ્રમાણે પુષ્પપુર ભણી ચાલી નિકળ્યો રસ્તામાં જિવસિદ્ધિ ક્ષપણક મળ્યો. તેણે તેને પૂછ્યું કે 'ભાઈ, ક્યાં જાય છે?' તો તેણે પુષ્પપુર તરફ જવાનું જણાવ્યું, તેથી તેને જિવસિદ્ધિએ કહ્યું કે 'મલયકેતુનું લશ્કર અહિં છે. ત્યાં એવો ઠરાવ થયો છે કે 'છાપ લીધા વિના કોઈએ કંઈ જવું આવવું નહિ'. તેથી સિદ્ધાર્થકે ઉત્તર આપ્યું કે, 'હું અમાત્ય રાક્ષસનો ખાસ નોકર છું તેથી મને છાપ લેવાની કડાકૂટ પડવાની નથી. હું તો જાઉ છું.' ત્યારે ભાઈ, અમારે તો છાપ લીધા વિના ચાલે તેવું નથી

તેથી હું છાપ લેવા જાઊ છું" કહિ જિવસિદ્ધિ **ભાગુ**રાયણ તરફ ગયો અને સિદ્ધાર્થક પુષ્પપુર તરફ ચાલતો થયો.

છાપ હાથમાં લઇને સેવક **ભાસુરક** સાથે **ભાગું**રાયણ નાકા ઉપર જવા નિકળ્યો. આજે શું શું કરવાનું છે તેના વિચારો કરતો કરતો પોતે ચાલે છે. મન સાથે કૂહે છે કે, 'ચાણકયની યુક્તિ ઘણી આશ્ચર્યકારક છે. પ્રથમ તો નહિ જેવી જણાય છે પણ આગળ જતાં ઘણી ભેદ ભરેલી માલુમ પડે છે. ખરેખાત તેની યુક્તિ તો ઘણી અદ્દ્ભુતતા વાળી છે.

**ભાગુરાયણ મલયકેતુ**થી જરા વેગળોજ બેઠો અને જે કોઇ છાપ લેવાને આવે તેને જલદીથી પોતાની પાસે લાવવા **ભાસુરક**ને કહ્યું. એટલામાંજ **મલયકેતુ** પ્રતિહારી વિજયાને જોડે લઇ **ભાગુરાયણ**ને મળવા આવ્યો. અમાત્ય **રાક્ષસ** માટે **મલયકેતુ**ના મનમાં પાછા તર્કવિતર્ક થવાથી તે મનમાં વિચાર કરેછે કે **નંદ**કુળપ્રતિ પ્રીતિને લીધે વખતે **રાક્ષસ ચંદ્રગુપ્ત** જોડે મળી તો નહિ જાય? તેણે પ્રથમ પ્રતિજ્ઞા કરી છે તેથી આપણા સંબંધથી વેગળો ખસે એમ બને કે નહિ? આવા ને આવા વિચારોમાં મારૂં મન વ્યગ્ર રહેછે' એટલામાં પ્રકટપણે પ્રતિહારી વિજયા તરફ જોઇ, **ભા**-

ગુરાયણ કઈ તરફ છે, વિજયે?' 'આ રહ્યા' કહિ વિજયા **ભાગુરાયણ**ને બતાવે છે. એવામાં **ભાગુરાયણ** પાસે **ભાસુરક** એક ક્ષપણકને છાપ અપાવવા તેને લઇને આવ્યો. તેને જોઈ **ભાગુરાયણે** ધાર્યું કે આ તો **રાક્ષસ**નો મિત્ર. જિવસિદ્ધિ ક્ષપણક તેને પૂછ્યું કે, 'તમે તો **રાક્ષસ** તરફના કામ સારૂ જતા હશો?'

**જિવસિદ્ધિ**—'અરર, એ શું બોલ્યા? મારે **રાક્ષસ** કે પિશાચનું જ્યાં નામ ન હોય ત્યાં જવું છે'.

**ભાગુરાયણ**—'તમારા બોલવાથી સાફ સમજાયછે કે તમારા મિત્ર **રાક્ષસ** ઉપર તમારે પ્રણયકોપ હશે એમ જણાય છે. તેણે તમારો શો અપરાધ કર્યો છે જે?'

**ક્ષપણક**—'તેણે તો મારો કાંઇ પણ અપરાધ કર્યો નથી પણ હું મારાં કૃત્યોથીજ લજવાઊ છું'.

**ભાગુરાયણ**—'તમારા બોલવામાં ભેદ જણાય છે માટે કહો તમારી હકીકત'.

**ભાગુરાયણ ક્ષપણક** જોડે વાત કરતો હતો તે જોઇ સાંભળવા **મલયકેતુ** છાનો ઉભો રહ્યો.

**ક્ષપણક**—'જવાદોને એમાં શો માલ છે?'

**ભાગુરાયણ**—'માલ નથી ત્યારે કહેશો નહિ?'

**ક્ષપણક**—'નાના, એવું તો કાંઇ નથી પણ સાંભળવા લાયક નથી.'

ભાગુરાયણ—'કહો ત્યારે'.

ક્ષપણક—'પણ તે કહેવા લાયક નથી'.

ભાગુરાયણ—'ત્યારે છાપ પણ મળવાની નથી'.

ક્ષપણક (મનમાં વિચાર કરીને)—'કુસુમપુરમાં રાક્ષસ જ્યારે રહેતો હતો ત્યારે મારે તેની સાથે દોસ્તી થઇ હતી. તેણે પર્વતેશ્વરનો વિષકન્યા વડે પ્રાણ લીધો'.

મલયકેતુ જે છાનો માનો સાંભળતો હતો તેને આ સાંભળીને આંખમાંથી આંસુ આવ્યાં ને વિચાર કરવા લાગ્યો 'કે શું રાક્ષસેજ પ્રાણ લેવડાવ્યો?–ચાણક્યે નહિ? ચાણક્યના નામનો ખોટો ખુમારો ચલાવ્યો ?'

ભાગુરાયણ–'પછી આગળ બીજું શું ?'

ક્ષપણક—'દોસ્તદારીનું ફળ મને એજ મળ્યું કે ચાણક્યે મને દેશપાર કર્યો. હવે તે એવી ખટપટ કરવા બેઠો છે કે જેથી મારે દેશપાર તો નહિ પણ દુનિયાપાર થવાનો પ્રસંગ વખતે આવે.'

ભાગુરાયણ—'કબૂલેલું અડધું રાજ્ય આપવું પડશે એમ જાણી દુષ્ટ ચાણક્યેજ પર્વતેશ્વરનો ઘાટ ઘડાવી નાંખ્યો એમ અમોએ તો સાંભળ્યું છે ત્યારે ખરૂં શું?'

ક્ષપણક—'ચાણક્યે તો વિષકન્યાનું નામ પણ સાં-

મળ્યું નહોતું.

**ભાગુરાયણ**—'હવે તમને છાપ મળશે પણ રહો, આ વાત મારી જોડે આવી કુમારશ્રી મલયકેતુને કહો.'

**ભાગુરાયણ** ક્ષપણકને લઇને મલયકેતુ પાસે આવવા નિકળ્યો પણ મલયકેતુએજ ભાગુરાયણ પાસે જઇને કહેવા માંડયું કે 'રાક્ષસના મિત્રે કહ્યું તે મેં સાંભળ્યું. પિતાજીના પરલોકવાસને આજે ઘણા દિવસ થયા છે તથાપિ મને આજે બમણું દુઃખથયું છે'.

મલયકેતુએ ભાગુરાયણને કહ્યું તે ક્ષપણકે સાંભળ્યું. તેને જોઇતું પણ એટલુંજ હતું. છાપતો મળી ચુકી હતી તેથી તે ચાલતો થયો.

મલયકેતુને ક્ષપણકે કહેલું સાંભળ્યું હતું ત્યારથી ઘણો ક્રોધ ચઢયો હતો તેથી તે આકાશ તરફ જોઇને કહેવા લાગ્યો કે, 'અરે રાક્ષસ, તારા ઉપર વિશ્વાસ રાખી મારો મિત્ર માનીને બધો કારભાર તને સોંપી હું જે નિચિંત રહ્યો તેના પિતાને મારીને હે રાક્ષસ, તેં તારા નામ પ્રમાણે રાક્ષસ જેવુંજ કામ કર્યું.'

ચાણક્યે ભાગુરાયણને કહ્યું હતું કે ગમે તે પ્રકારે રાક્ષસનો પ્રાણ બચાવવો. હમણાતો કુમાર મલયકેતુ ઘણો ગુસ્સે થયો હતો. તેની મુખ મુદ્રા ઉપરથી તે રાક્ષસને વખતે પ્રાણ વિનાનો કરી નાખશે એમ જણાતું હતું

તેથી તેને સમજાવીને શાંત કર્યો ને કહ્યુ કે, 'તમે આસને બેસો, મારે કંઈ વિનંતી કરવી છે. મલયકેતુ ભાગુરાયણ ઉપર ઘણો વિશ્વાસ રાખતો હતો તેથી તેણે તેનું કહ્યું માન્યુ અને આસન ઉપર બેઠો.

મલયકેતુ—'કહો, શું કહેવાનુ છે?'

ભાગુરાયણ—'રાજ્યદ્વારી પુરૂષોની મિત્રતા, શત્રુતા અને તટસ્થતા કારણ વગરની હોતી નથી. સર્વાર્થસિદ્ધિને તે વખતે ગાદીએ બેસાડવાની રાક્ષસની મતલબ હતી. તેમાં પર્વતેશ્વર પ્રતિકુળ હતા. તેથી રાક્ષસે તેમ કર્યું હોય તો તેમાં તેનો દોષ નથી. સ્વાર્થ સાધવો હોય ત્યારે મિત્રને શત્રુ ને શત્રુને મિત્ર કરીલેવામાં આવેછે. તે વખતે આગલી વાતો યાદ આવતી નથી. આવી રાજનીતિ મનુષ્ય જીવતો છતાં જન્માંતર થયા પ્રમાણે રૂપાંતર પમાડે છે. નંદનુરાજ તમારે હાથ આવે ત્યાં સુધી તેના કહ્યા પ્રમાણે ચાલવું વધારે સારૂછે.'

મલયકેતુ—'હા, ખરી વાતછે. જો હમણાં કંઇ કરીએતો આપણી યોજના પાર પડે નહિ. તું કહેછે તે ઠીકછે.'

આગળ કહેવામાં આવ્યું છે કે સિદ્ધાર્થક બીડેલો મહોરબંધ બીડો તથા મહોરબંધ પોટલી લઇ

નિકળ્યોછે. તે **ચાણક્યનો** માણસ છે. એ પણ આગળ આવેલુંજછે. સિદ્ધાર્થકની મૂળ ધારણા એજ હતી કે ગમે તે પ્રકારે છાપ ન લેતાં પકડાઇને **મલયકેતુ** પાસે જવું અને **ચાણક્યના** કારસ્થાનને પેશ પો'ચાડવું. એટલામાંજ **ભાસુરક** આવીને કહેવા લાગ્યો કે 'સૈન્યના મુખ્ય અધિકારીએ છાપ ન લેતાં એમને એમ જનાર એક માણસને બંધ કરેલા બીડા સાથે પકડી મોકલ્યોછે તેની ઘટતી તપાસ કરશો.

**ભાગુરાયણ**—'ક્યાંછે લાવ્ય તેને.'

આજ્ઞા પ્રમાણે **સિદ્ધાર્થકને ભાસુરક**, મલયકેતુ તથા **ભાગુરાયણ** આગળ ખડો કરેછે. **સિદ્ધાર્થક** થર થર ધ્રૂજતો ઉભો રહેછે,

મનમાં **સિદ્ધાર્થક** કહે છે કે, 'દોષદ્દષ્ટિને હરનાર, સકળ ગુણોને સંમુખ ખડી કરનાર, અમ સરખા જનની, જનની એવી સ્વામિભક્તિને નમસ્કાર હો.'

**ભાગુરાયણે ભાસુરકને** પુછ્યું કે, 'આ કોઇ નવો માણસછે કે આપણામાંના કોઇનો ચાકરછે ?' એ સાંભળતાંની સાથે **સિદ્ધાર્થકેજ** ઉત્તર આપ્યું કે, 'હું અમાત્ય રાક્ષસનો ચાકર છું.' ત્યારે **ભાગુરાયણે** પૂછ્યું કે, 'છાપ લીધા વિના શા સારૂ જવા માંડયું?' 'કંઇ જરૂરનું કામ હતું તેથી ઉતાવળો જતો હતો.'

સિદ્ધાર્થકે ઉત્તર આપ્યું. ભાગુરાયણે પૂછયું કે 'એવું શું ઉતાવળનું કામ હતું કે સરકારના હુકૂમને પણ વેગળો મુકવો પડયો?'

સિદ્ધાર્થકની પાસે બંધ કરેલો બીડો હતો તે ઉપર મલયકેતુની નજર જવાથી તે ભાગુરાયણને કહેછે કે 'એના બગલમાં શાનો બીડોછે તે લઈ લો પછી બીજી વાત' આજ્ઞા પ્રમાણે તેણે બીડો લઈ લીધો. તપાસી જોઈને મલયકેતુને કહ્યુ કે 'જુઓ આના ઉપર રાક્ષસની મહોર છાપછે. તે જોઇને મલયકેતુએ મહોર છાપ ન બગડે તેવી રીત્યે બીડો યુક્તિથી ઉઘાડવા કહ્યું ને બીડો ઉઘાડી માંહે જે પત્ર હતો તે કાઢીને તેના હાથમાં આપ્યો. એ પત્ર નીચે પ્રમાણે લખેલો હતોઃ—

"સ્વસ્તિશ્રી યથાસ્થાને કુશળછે. કોઈક ઠેકાણેથી કોઇ "એકની કોઈ એકને એવી વિજ્ઞાપનાછે કે, અમારા પ્રતિ- "પક્ષીને દૂર ખસેડી આપ સત્યવંતે સત્યતા બતાવવી. હવે "પ્રથમ જે હમારાથી મિત્રતા કરનારા આ મિત્રોને પ્રથમ "પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે તેને જે કંઈ આપવાનું તે આપી આપ "સત્યવંત તેની પ્રિતિ મેળવવા યોગ્યછો. તેઓ પણ આપ "સત્યવંતની કૃપા જોઈ પોતાના આશ્રયદાતાનો નાશ કરી "આપ સત્યવંતનો આશ્રય કરશે. આપ સત્યવંત આ "ભુલી તો નહિ ગયા હો, તોપણ ફરીથી જણાવિયે છીએ "તેમાં કેટલાક પ્રતિપક્ષીનો ખજાનો અને દંડાધિકારની "ઈચ્છા રાખનારા છે કેટલાએકને દેશ મેળવવાની ઈચ્છા

"છે. સત્યવંતે અમૂલ્ય ત્રણ અલંકારો મોકલ્યા તે મળ્યા'
"છે. મેં પણ આપને કાંઈક મોકલ્યું છે તે સ્વીકારશો. કેટ-
"લીક હકીકત મોઢે કહેવાનીછે તે આ બીડું લઈ આવનાર
"વિશ્વાસુ માણસ કહેશે."

લી. આપની સેવાને ઇચ્છનાર,

**કોઇએક.**

**મલયકેતુ**—'ભાઇ **ભાગુરાયણ**, આ શું લખ્યું છે?'

**ભાગુરાયણ**—'ભાઇ **સિદ્ધાર્થક**, આ કોણે કોના ઉપર લખ્યું ?'

**સિદ્ધાર્થક**—'મને ખબર નથી.'

**ભાગુરાયણ**—'અરે ધુર્ત, બીડો લઇને જાયછે ને કહેછે કે ખબર નથી તો ઠીકછે. વારૂ, મોઢેથી હકીકત કહેશે એમ લખ્યું છે તો કહે શી હકીકત કોને કહેવાની છે?'

**સિદ્ધાર્થક** (થરથર ધ્રૂજતો)—'તમને કહેવાની.'

**ભાગુરાયણ**—'શુ અમને કહેવાની છે?'

**સિદ્ધાર્થક**—'મને પકડીને અહિં આણ્યોછે તેથી હું ગભરાઇ ગયોછું ને શું કહેવું તે મને સમજ પડતી નથી.'

**ભાગુરાયણ**—'ઠીકછે હમણા ખબર પડશે. **ભાસુ-રક**, આને બહાર લઇ જઇ પાંશરો જવાબ દે ત્યાં સુધી પાંસરો કરો.'

આજ્ઞા પ્રમાણે **ભાસુરક** **સિદ્ધાર્થક**ને બહાર લઈ ગયો. માર પડવા માંડયો કે **સિદ્ધાર્થકે** પાંસરો જવાબ દેવા કબૂલ કર્યું. પેલી બગલમાં રાખેલી સીલબંધપોટલી એટલામાં નિકળી પડી તે લઇ **ભાસુરકે** **ભાગુરાયણ** પાસે આવીને હકીકત નિવેદન કરી.

**ભાગુરાયણે** પોટલીને ચારે તરફથી ફેરવી ઉપર કરેલી મહોર જોઇ **મલયકેતુ**ને જોવા આપી. તેણે જોઈને આજ્ઞા કરી કે 'પત્રમાં લખ્યું છે તે પ્રમાણે આજ મોકલ્યું હશે, માટે મહોર ન બગડે તેવી રીતે એને ઉઘાડો.' ઉઘાડીને જોતાં તેમાં ત્રણ અલંકાર હતા. તે જોઇને 'બરોબરછે હું સમજ્યો આ અલંકાર મેં મારા શરીર ઉપરથી ઉતારી રાક્ષસને પુહેરવા સારૂ મોકલ્યા હતા તે છે. અને આ પત્ર પણ **ચંદ્રગુપ્ત** ઉપર લખેલોછે તે હું સમજ્યો.'

**ભાગુરાયણ** **મલયકેતુ**ને કૂહે છે કે, 'શું કરવા સંશય લાવો છો? હમણા ખરી વાત શી છે તે કઢાવું છું' 'અરે **ભાસુરક**, લઇજા ફરીથી આને તેને પાંસરો કર્ય.' ફરીથી **સિદ્ધાર્થક**ને બાહાર લઇ જઈ **ભાસુરકે** પાંશરો કરવા માંડ્યો તેથી તેણે એકલા **મલયકેતુ**નેજ વાત ક્હેવા કબુલ કર્યું. **ભાસુરકે** આવી ભાગુરાયણને આ વાત કહિ. તેથી **મલયકેતુ** **સિદ્ધા**

ચંકને લઈ જરા વેગળો ગયો. તો તેણે અભય માગ્યુ તે તેણે અભય આપ્યું.

**સિદ્ધાર્થક**—'અમાત્ય રાક્ષસે મને આ બીડો આપી ચંદ્રગુપ્ત પાસે જવાનું કહ્યું છે.'

**મલયકેતુ**—'ઠીક છે, પણ તને મોઢેથી કહેવાનું શુ કહ્યું છે તે કહે?'

**સિદ્ધાર્થક**—' મને અમાત્ય રાક્ષસે એવું કહ્યું છે કે '"કોલુત દેશનો રાજા ચિત્રવર્મા મલયપુરાનો રાજા સિંહનાદ, કાશ્મીર દેશનો રાજા પુષ્કરાક્ષ, સિંધદેશનો રાજા સિંધુસેન અને પારસીક દેશનો રાજા મેઘનાદ એ પાંચ રાજાઓ જે મારા મિત્ર છે અને તે તમારા પ્રત્યે અધિક સ્નેહવાળા છે તેમાંથી પુહેલા ત્રણને મલયકેતુની ભોંય જોઇએ છે. બાકીના બેને તેનું ગજદળ ને હયદળ જોઈએ છે. ચાણક્યને દૂર કરી જેમ મારી પ્રીતિ મેળવી તેમ મે એ પાંચ રાજાઓને વચન આપેલુ છે તેથી તેમની ઈચ્છા પુરી પાડવી જોઇએ. એટલીજ મારી પ્રાર્થના છે.' આ વિના મને બીજું કઇ કહ્યું નથી.'

**મલયકેતુ**એ પોતાની **વિજયા** નામની પ્રતિહારીને રાક્ષસને બોલાવી લાવવા આજ્ઞા કરી.

**રાક્ષસ** તો કેવી રીતે ચઢાઈ લઈ જવા કેવી ગો-

ઠવણુ કરવી તેના વિચારોમાં પડયો હતો. તે મલયકેતુ જોડે નિષ્કપટ વૃત્તિથી-નિખાલસ દિલથી વર્તતો હતો. મલયકેતુ પાસે પોતાની વિરૂદ્ધ કેવી કેવી ખટપટ રમાય છે તેની તેને જરાપણ ખબર નહોતી. રાક્ષસ જેવો ચતુર માણસ આમ ગાફલ રૂહે તે માનવા જેવું નથી પણ જે નીખાલસ દિલથી વર્તે છે તે શું કરવા શંકાશીલ રૂહે? રાજદ્વારી પુરૂષો કેવળ વિશ્વાસેજ રૂહે તો તેઓમાં એક જાતની ખામી ગણાય. આવી ખામી આપણા અમાત્ય રાક્ષસમાં છે. એમ કૂહેવામાં કશી અડચણ જણાતી નથી. ખરેખરો ચતુર માણસ પોતાનુ ને પરાયું કોણ છે તે ઝીણી રીત્યે પરીક્ષા કરીને પારખી કાઢે છે. રાક્ષસે જો તેમ કરવા ધાર્યું હોત તો બની શકે તેમ હતું પણ થવા કાળ. ચાણક્યની ખટપટથી અમાત્ય રાક્ષસ ઉપર કેવો ગંભીરપ્રસંગ આવી પડે છે તે વાચકો, તમે આગળ વાંચતાં જોશો. ચાણક્યનીતિ કેવી ગહન, કેટલી ખટપટ ભરી, તથા કેટલી સમયસૂચકતા અને ચતુરાઇવાળી છે તે આપો આપ જણાઇ આવે છે.

રાક્ષસ—'પ્રિયંવદક, તું કુમાર મલયકેતુ સાથેના સર્વ રાજાઓને જઇને કૂહે કે, હવે કુસુમપુર ઘણું નજીક આવે છે. તમે તમારી ફોજની જુદી

જુદી ટુકડીઓ કરીને આ પ્રમાણે ચાલવું: [1]ખસ અને મગધ દેશના વીર પુરૂષોએ મોખરે મારી સાથે પહેલી ટુકડીમાં રહેવું. [2]ગાંધારદેશમાંના વીર અને યવન રાજાઓએ વચલી ટુકડીમાં રૂહેવું. છેલ્લી ટુકડીમાં શક રાજા, ચીનરાજા અને [3]હૂણ સરદારોએ રહેવું. કૌલૂતદેશના ચિત્રવર્મ્માદિ રાજાઓએ કુમારશ્રી મલયકેતુની પાછળ રૂહેવું.

'ઘણું સારૂ' કૃહિને પ્રિયંવદક બહાર ગયો. એટલામાંજ મલયકેતુએ મોકલેલી વિજયા પ્રતિહારી રાક્ષસને બોલાવવા આવીને મલયકેતુએ કહેલુ કહ્યું-થોડીવાર થોભવા માટે રાક્ષસે તેને કહ્યું ને 'અરે બહાર કોણ છે?' કહેતાં એક સેવક દોડી આવ્યો તેને રાક્ષસે કહ્યુંકે, 'કુમારશ્રીએ તે દિવસે મને અલંકાર ધારણ કરવા મોકલ્યા હતા તે તો સિદ્ધાર્થકને આપી દિધાછે. અલકાર ધારણ કર્યા વિના કુમાર પાસે જવાથી તેને ખોટુ લાગશે. માટે પેલા ત્રણ અલંકાર જે વેચાતા લીધા છે તેમાંથી એકાદ લાવવા શકટદાસને કૃહે, 'ઘણું સારૂં'

---

૧ આ જાતના લોકો કાશ્મીરની આસ પાસ, પ્રાચીન કાળમાં રહેતા હતા. ૨. હમણાં જેને કંદહાર કહેવામાં આવે છે તે હશે. ૩. આ જાતના લોકો આગળ હિમાલયની તળેટીમાં કૈલાસની આસ પાસ રહેતા હતા.

કહિ સેવકે **શકટદાસ** પાસેથી અલંકાર આણી **રા**ક્ષસને આપ્યો. તે ધારણ કરી પ્રતિહારી વિજયા જોડે કુમાર **મલયકેતુ** પાસે પોતે ગયો. તેને વેગળો બેઠેલો જોઈ પાસે જઇ આશિર્વાદ દિધો. **મલયકેતુએ** નમસ્કાર કરી યોગ્ય આસન બેસવા માટે આપ્યું. તે જો કે ઘણો ગુસ્સે થગો હતો છતાં પણ **રાક્ષસ** મોટો તેજસ્વી પુરૂષ હોવાથી તેનું કોઇ રીત્યે અપમાન કરવાની કે ધમકાવવાની હિમ્મત કરી શક્યો નહિ.

**મલયકેતુ રાક્ષસને** કહે છે કે. 'આપણા સૈન્યની કેવી ગોઠવણ કરી છે તે મારે જાણવાની ઈચ્છાછે. માટે કહો શું કર્યું છે?'

રાક્ષસે પ્રથમ કેવી ગોઠવણ કરવી તે નક્કી કરી રાખી હતી તે કહેતાંની સાથે **મલયકેતુને** ઘણું ખોટું લાગ્યું. કારણ કે '**સિદ્ધાર્થક** મોઢેથી હકીકત કહેશે' એવું પેલા કપટથી લખેલા લેખમાં લખેલું હતું' તે વિષે સિદ્ધાર્થકને પૂછતાં તેણે જે હકીકત કહિ હતી અને હમણાં રાક્ષસ જે હકીકત કહે છે તેથી તેની ખાત્રી થઈ કે 'જે પાંચ રાજાઓ મને મારી નાંખી **ચંદ્રગુપ્તને** સહાય છે તેજ રાજાઓને રાક્ષસે મારી પાછળ રાખ્યા છે. **સિદ્ધાર્થકે** કહ્યું તે ખરૂં

પડ્યું પણ કંઈ ફિકર નહિ. એવુ મનમાં ધારી મલયકેતુ રાક્ષસ પ્રત્યે સવાલ કરે છે કે, 'હમણા કોઇ જાસૂસ કુસુમપુર જનાર કે ત્યાંથી કોઈ જાસુસ આવનાર છે?' રાક્ષસ મલયકેતુના પૂછવામાં શો ભેદ છે તે જાણતો નહોતો તેથી તેણે કહ્યુંકે' હવે કુસુમપુર જાસુસ કેવો મોકલવો અને ત્યાંથી આવવો? થોડા જ દિવસમાં આપણેજ ત્યાં જઈ પોંચીશું ને.' ત્યારે આ બીડો લઇ આ [ સિદ્ધાર્થક ] ને મોકલવાનં શું કારણ? કહિ સિદ્ધાર્થકને તથા અલકારની પોટલી અને બીડો રાક્ષસ સમક્ષ રજુ કર્યાં.

રાક્ષસ આ કાવતરાથી કેવળ અજાણ્યો હતો તે-થી તેણે સિદ્ધાર્થકને પુછ્યું કે 'ભાઈ, શું છે?'

(જાણે થરથર ધ્રુજતો હોય તેવો ડોળ કરી, આં-ખોમાં આંસુ લાવી બી'તો બી'તો) સિદ્ધાર્થક—'માફ કરો, મને ઘણો માર માર્યો તેથી મારાથી છાનું રખાયું નહિ.'

રાક્ષસ (આશ્ચર્યથી)–'શું છાનું રખાયું નહિ તે હું સમજી શક્યો નહિ.'

સિદ્ધાર્થક (ફરીથી)—'મને ઘણો માર માર્યો તે મારાથી સહન ન થવાથી છાનું રખાયું નહિ' કહિ નીચું જોઈને ઉભો.

મલયકેતુ-'ભાગુરાયણ, એ પોતે રાક્ષસનો ચાકર હોવાથી રૂબરૂમાં કહિ નહિ શકે માટે તુંજ કહે.'

ભાગુરાયણ—'પ્રધાનજી, આ સિદ્ધાર્થક કહેછે કે આ બીડો મને આપી રૂબરૂમાં કેટલું કહેવાનું કહિ ચંદ્રગુપ્ત તરફ મોકલ્યો હતો.'

રાક્ષસ—'સિદ્ધાર્થક, શું આ ખરૂંછે કે?'

સિદ્ધાર્થક—'મને ઘણો માર માર્યો તેથી મેં એવું કહ્યું.'

રાક્ષસ—'કુમાર, એ કેવળ ખોટું તૂતછે. મારની બીકથી ખોટું ન કહે?'

મલયકેતુ—ભાઈ ભાગુરાયણ, લાવ પેલો બીડો બતાવ્ય. મોઢે શું કહ્યું હતું એ કહેશે.'

ભાગુરાયણ—'આ રહ્યા લો વાંચી જુવો.'

રાક્ષસ વાંચી જોઇને કહેછે કે, 'આતો તરકટથી કરેલી દુશ્મનોની બનાવટછે.'

મલયકેતુ—'ઠીક, વારૂ બનાવટછે તો આ જોડે અલંકારછે તેતો બનાવટી નથી? જુઓ આ અલંકાર.'

રાક્ષસ અલંકાર સારી પેઠે તપાસી જોઇને કહેછે કે, 'આતો કુમારે મને આપેલા તે મેં સિદ્ધાર્થકને સારી નોકરી બદલ ઈનામ આપેલાછે.'

ભાગુરાયણ કહેછે 'કુમારે પોતાના શરીર ઉપરથીઉતારીને આપેલાઅલંકાર તે આવા માણસને આપવા ઘટે?'

મલયકેતુ—'આમાં મોઢેથી હકીકત કહેશે, એવું લખ્યું છે.'

રાક્ષસ—'મોઢેથી હકીકત કહેશે એ શું? કાગળજ મેં લખ્યો નથી ત્યાં?'

મલયકેતુ—'ત્યારે આ સીલ કોના નામની છે.'

રાક્ષસ (સીલ જોઈને)—'એવી ખોટી સીલ ક્યાં બીજી થઈ શકતી નથી.'

ભાગુરાયણ—'કુમાર જરા ઉતાવળા ન થતાં સાંભળો, અમાત્ય ઠીક કહેછે, ભાઈ સિદ્ધાર્થક આ કાગળ કોણે લખેલો વારૂ?'

સિદ્ધાર્થક રાક્ષસ સામું જોઇને નીચે મોઢે છાનો ઉભો રહ્યો તેથી ફરી પાછી મારની ધમકી ભાગુરાયણે આપી એટલે—

સિદ્ધાર્થક—'સકટદાસે'

રાક્ષસ—'ખોટી વાતછે, શકટદાસ લખે નહિ. છતાં જો એણે લખ્યોછે એમ સાબીત થાયતો મેંજ લખ્યો એમ સમજો.'

મલયકેતુ—'બોલાવો શકટદાસને.'

ભાગુરાયણના મનમાં રખેને શકટદાસને બોલાવ્યાથી વખતે કંઇ વાંધો પડેતો તેનો નિવેડો જલદીથી આવી શકશે નહિ તેથી તેણે કુમારને કહ્યું કે, 'શક-

દાસને બોલાવો ભલે પણ તે આવીને શરમનો માર્યો ખરૂં કહિ શકશે નહિ માટે અક્ષર મેળવી જોવા સારૂ એનું લખેલું લખાણ મંગાવી મેળવી જુવો એટલે ખાત્રી થશે.' તેથી **મલયકેતુ**એ વિજયાને આજ્ઞા કરી કે '**શકટદાસ**ના હાથથી લખેલા કાગળ લાવ'

(વિજયાએ પુછ્યું કે એકલો કાગળ લાવું કે જોડે મોહોર પણ લાવું?'

**મલયકેતુ**—'બે એ પણ.'

વિજયાએ આજ્ઞા પ્રમાણે લાવીને **મલયકેતુ**ને કાગળ તથા મોહોર બન્ને આપ્યાં. એક બીજા સાથે મેળવી ખાત્રી કરીને રાક્ષસના હાથમાં આપ્યા કે 'જુવો અક્ષર મળતા આવેછે?'

રાક્ષસે અક્ષરો મેળવી જોયા તો મળતાજ આવ્યા. તેથી તેના મનમાં વિચાર થયો કે **શકટદાસ** તો મારો વિશ્વાસુ મિત્રછે તે આમ કરે એવો સંભવ નથી. વખતે સ્વામી ભક્તિને દ્રવ્ય લોભથી તેણે કોરે મુકી હોય કે પોતાની બાયડી છોકરાં યાદ આવ્યાં હોય. મારી વીંટી તો તેની પાસે રહેતી હતી. સિદ્ધાર્થક તો તેનો પરમમિત્રછે. આ કપટવાળો પત્ર લખાયેલો તે તેનાજ હાથનો. આ કાવતરૂં તો **શકટદાસ**નુંજ જણાયછે.'

'આપ સલામતે ત્રણ અલંકારો મોકલ્યા તે મળ્યા

છે' એવું જે સદર્હુ પત્રમાં લખેલું હતું તેથી મલયકેતુએ રાક્ષસને પૂછ્યું કે 'પત્રમાં લખ્યુંછે કે ત્રણ અલંકારો મળ્યાછે' તો આ તમોએ પહેર્યોછે તે એમાંનો એક હશે? ઝીણી નજરે એ અલંકાર જોઇને 'અરે, આતો પિતાજીએ પહેરયો હતો તેજ આ અલંકાર તમોએ કયાંથી મેળવ્યો?'

રાક્ષસ—'એતો વેચાતો રાખ્યોછે.'

મલયકેતુ—'વિજયે, આને તું ઓળખેછે કે?' અલંકાર બતાવીને.

વિજયા કંઈ કાચી નહોતી તે બડી ચતુર હતી, તેણે તે અલંકાર જોઇ આંખ્યોમાં આંસુ આણી 'આતો મહારાજ પર્વતેશ્વર પોતાના અંગ ઉપર ધારણ કરતા હતા તે હમેશ હું જોતી હતી તેજછે. હું કેમ ન ઓળખી શકું?'

મલયકેતુને પણ પિતાજી યાદ આવ્યા તેથી તેના આંખમાંથી પણ દડદડ આંસુ નિકળી પડ્યાં ને ભારે દિલગીરીમાં પડયો. રાક્ષસ પણ વિચારોમાં લેવાયો.

રાક્ષસ—'આતો ચાણકયેજ કપટથી મોકલેલા ઝવેરીઓજ અમને વેચાતા આપી ગયાછે?'

મલયકેતુ—પિતાશ્રી પહેરતા હતા તે અલંકાર ઝવેરી પાસે વેચવાના કયાંથી હોય? ચંદ્રગુપ્તને હાથ

ગએલા એ અલંકાર ઝવેરીઓ પાસે આવે એ પણ માનવા જેવું નથી પણ એતો હું સમજ્યો. આ અલંકાર વેચતાં ઘણો લાભ થવાની ઇચ્છાવાળા ચંદ્રગુપ્તને તેં ક્રૂરસ્વભાવનાએ અમને વેચ્યા હશે. અર્થાત્ આ અલંકારના લોભથી વિશ્વાસઘાત કરીને અમારો પ્રાણ તે ચંદ્રગુપ્તને સોંપવાનો ઉપાય કર્યો હોય એમ સ્પષ્ટ માલુમ પડેછે!'

રાક્ષસ (મનમાં)—'આ કપટ રચના તો ઘણી આશ્ચર્યકારક છે' પ્રકટપણે 'શકટદાસનું આ બધું કપટ દેખાયછે. આ કાગળ મારો લખેલો નથી. વીંટી તો આ રહિ મારી પાસે હું ગમે તેટલું કહિશ તો તમે માનનારા નથી. અલંકારો કદી પણ ચંદ્રગુપ્ત વેચે નહિ એ સ્પષ્ટછે તેથી મારે ઉત્તર આપવા કરતાં મૂંગે મોઢે બેશી રહેવું સારૂં દેખાયછે.'

મલયકેતુ કાગળ, અલંકારની પોટલી બતાવીને કહેછે કે 'ત્યારે આનો શો ખુલાશો કરવો છે?'

રાક્ષસ—'દૈવ જાણે, હું શો ખુલાસો કરૂં? મનેતો કાંઇ ગમ પડતી નથી.'

મલયકેતુ—'હજુ પણ છાનું રાખવું છે? દૈવ જાણે કે તારો લોભ જાણે? તારા ઉપર વિશ્વાસ રાખનાર પર્વતેશ્વરનો તેં વિષકન્યાયોજી જીવ લીધો. તારે વિ-

શ્વાસે અમે રહ્યા તો અમને પણ વિશ્વાસઘાત કરીને તેં શત્રુનેજ અમારૂં માંસ વેચી તેનો દિવાન થવા ઉભો થયોછે. અરે કૃતઘ્ન, અરે દુષ્ટ.'

રાક્ષસ મનમાં કહેછે 'આ વળી કોણે ભરવી દિધું?' જાહેર રીતે કહેછે 'આવું ખોટું શું કરવા કહોછો? મે પર્વતેશ્વર પાસે વિષકન્યા મોકલી નથી.'

મલયકેતુ કહેછે 'ત્યારે કોણે માર્યા એમને?

રાક્ષસ કહેછે 'દૈવ જાણે.'

મલયકેતુ કહેછે 'વારૂ, દૈવ જાણે કે? પેલો જિવસિદ્ધિ જાણે નહિ કે?' જિવસિદ્ધિ નામ સાંભળીને રાક્ષસ આશ્ચર્યતા સાથે મનમાં કહેવા લાગ્યો કે 'અરે શું એ પણ ચાણક્ય તરફનો? અરેરે શત્રુએ મારૂં દિલ પણ વશ કરી લીધું ત્યાં શું કહેવું?'

મલયકેતુને ઘણો ક્રોધ ચઢયો હતો તેથી ભાસુરકને બોલાવી આજ્ઞા કરીકે 'શિખરસેનને જઇ કહે કે રાક્ષસ સાથે મળી જઈ અમારો પ્રાણ લઇ ચંદ્રગુપ્તને પ્રસન્ન કરવા ચિત્રવર્મા, સિંહનાદ, પુષ્કરાક્ષ, સુષેણ અને મેઘનાદ એ પાંચ રાજાઓએ ભાગ લીધોછે તે પૈકી પહેલાં ત્રણને અમારી ભોંય જોઇએ છે માટે તેમને એક મોટા ખાડામાં નાંખી ભોંય ભેગા કરો. બીજા બેને અમારા હાથી ઘોડાની ઇચ્છાછે તેથી

તેમને હાથી ઘોડાને પગે બાંધી મારો અમારી આ આજ્ઞાને તાકીદે અમલમાં મુકવી.'

**ભાસુરક**, સેનાપતિ **શિખરસેન**ને ક્‌હેવા સારૂ નિકળ્યો **ભદ્રભટ** વિગેરે જે **ચાણક્ય**ના માણસો તેની પાસે હતા તેમણે સેનાપતિને પોતાનો કરી લીધો હતો. **મલયકેતુ**ની આજ્ઞા **ભાસુરકે** કહિ સંભળાવી કે તુરત એ પાંચે રાજાઓનો ઘાટ ઘડી નાંખ્યો.

**મલયકેતુ—રાક્ષસ**, જા, તારૂ કાળુ કર, હું તારા જેવો વિશ્વાસઘાતી નથી. તું **રાક્ષસ** તે **રાક્ષસ**જ છે. હું તો **મલયકેતુ**છું. જા, **ચંદ્રગુપ્ત** પાસે. તારો પ્રાણ હમણાં મારા હાથમાંછે છતાં પણ તને જતો કરૂંછું. તું **ચંદ્રગુપ્ત** અને **વિષ્ણુગુપ્ત** એક થઇને આવશો તો પણ હું તમોને પૂરો પડીશ. અનાચાર જેમ ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થોનો નાશ કરેછે તેમ તમો ત્રણેનો નાશ કરવા હું સમર્થ છું.'

**ભાગુરાયણ** ક્‌હેછે 'હવે આપણે શા સારૂ વિલંબ કરવો? આપણા સૈન્યને કુસુમપુર ઘેરી લેવા કરો આજ્ઞા.'

**મલયકેતુ**ને **ભાગુરાયણ**નું કહેવું ખરૂં લાગવાથી તેણે પોતાની પાસે થોડા માણસો રાખી બાકીનાઓને કુસુમપુર ઘેરી લેવા મોકલ્યા ને પોતે પાછળ રહ્યો.

આગળ ક્‌હેવામાંજ આવ્યું છેકે **ચાણક્યે મલયકેતુ**ના

સૈન્યમાં પણ પોતાના માણસોને રાખી આખું સૈન્ય પોતાનું કરી લીધું હતું તેથી આગળ મોકલેલા માણસોએ વગર કારણે લઢી કાપા કાપી કરી નાંખવાની વાત પડતી મુકી શત્રુપક્ષને જઈ મળ્યા. મલયકેતુએ ચિત્રવર્માદિક પાંચ રાજાઓને ઘણા નિર્દય રીત્યે મારી નાંખવાથી તેમજ ભદ્રભટ વિગેરે ચાણક્યપક્ષના માણસોની શિખવણીથી તેઓ વગર કહ્યે રસ્તે પડ્યા-પોતાના ઠેકાણે ચાલતા થયા. મલયકેતુ એકલો પડ્યો. તેને પ્રથમથી ભણાવી મોકલેલા ચાણક્યપક્ષના ભાગુરાયણ, ભદ્રભટ વિગેરે ચતુર પુરૂષોએ કેદ કરી પકડી લીધો. આ પ્રમાણે ચાણક્યની યોજના પાર પાડીને તેઓ કુસુમપુર ભણી આવવા નીકળ્યા.

મલયકેતુએ કરેલા અપમાનથી રાક્ષસ ઘણા વિચારમાં પડ્યો હતો. તેને ઉપરાઉપરી ઘણા ઘણા વિચારો આવવા લાગ્યા. છેવટ તેણે એટલુંજ નક્કિ કર્યું કે મારા સારૂ દુઃખ વેઠનાર પરમમિત્ર ચંદનદાસને મુકાવી ઋણ મુક્ત થવું.

---

## પ્રકરણ ૬ હું.

## ઉજડ વાડીમાં રાક્ષસ.

ચાણક્યે સોંપેલું કામ સિદ્ધાર્થકે બજાવ્યું તેથી તેને ઘણો આનંદ થયો. તે આગળથી કુસુમપુર જઇ ચાણક્યને તાબડતોબ આ ખુશીના સમાચાર કહેવા નિકળેલો હોવાથી સમાચાર કહિ સરપાવ લઇ ચાણક્ય તથા ચંદ્રગુપ્તના વખાણ કરતો પોતાના મિત્ર સમિદ્ધાર્થકને મળવા જતો હતો. એવામાં સિદ્ધાર્થક આવ્યાની ખબર પડવાથી તે પણ મિત્રની ખબર અંતર પૂછવા આવતો હતો. એટલાંજ રસ્તે બન્ને ભેગા થયા.

સિદ્ધાર્થક—'કેમ ભાઇ સમિદ્ધાર્થક, ખુશીમાં છો?'

સમિદ્ધાર્થક—'તમે ઘણે દિવસે આવ્યા પણ ભાઇ આજ મેં બતાવોછો ને ખુશીના સમાચાર પૂછોછો?'

સિદ્ધાર્થક—'અરે એમ તે હોય, હુંતો મળવા આવતો હતો પણ એવામાં ચાણક્યે મને દીઠો કે હકીકત પૂછી જોઇને તે મહારાજાશ્રીને કહિ આવવા તાકીદ કરી. તેથી તેમને કહિ આવ્યો. તેમણે મને આ સરપાવ આપ્યો તે લઇ તમારી પાસેજ આવવા નિકળ્યો.'

સમિદ્ધાર્થક—'મહારાજા ચંદ્રગુપ્તને શી હકીકત કહિ આવ્યા તે જો કહેવાય એવી હોયતો કહો.'

સિદ્ધાર્થક—'ભાઈ, તમને ન કહેવાય એવું કાંઇ નથી. સાંભળો કહુંછું: ચાણુક્યની ખટપટથી મોહ પામેલા મલયકેતુએ રાક્ષસને કાઢી મૂક્યો અને ચિત્રવર્મ્મા સિંહનાદ, પુષ્કરાક્ષ, સિંધુસેન અને મેઘનાદ એ પાંચ રાજાઓને મારી નાંખ્યા. બાકીના બધા માણસો નાશી ગયા ને ભદ્રભટ, પુરૂષદત્ત, ડિંગરાત, બલગુપ્ત, રાજસેન, ભાગુરાયણ, રોહિતાક્ષ, વિજયવર્મ્મા વિગેરે એ મલયકેતુને કેદ પકડયો.'

સમિદ્ધાર્થક વિસ્મયતાથી કહેછે કે 'ભાઇ, એ બધા ચંદ્રગુપ્તથી દિલગીર થઇને મલયકેતુના પક્ષમાં ગયા હતા ને હવે કેમ ફરી ગયા?'

સિદ્ધાર્થક—'ભાઇ, એતો કોણ જાણે પણ ચાણુક્યની નીતિથી અવધિ.'

સમિદ્ધાર્થક—'પછી શું થયું?'

સિદ્ધાર્થક—'પછી શું થયું શું? બાકીના બધા માણસોને ચાણુક્યે પોતાના કરી લીધા. એ બધા ગામ બહારછે.'

સમિદ્ધાર્થક—'ત્યારે ચાણુક્ય પાછો પ્રધાન થવા ધારેછે કે શું?'

સિદ્ધાર્થક—'ભાઈ, ચાણુક્યની ખટપટભરી યુક્તિનો પાર રાક્ષસ જેવાથી પણ પામી સકાયો નહિ તો તમારી

ને મારી શી ગુંજાશ?'

સમિદ્ધાર્થક—'ખરી વાતછે, પણ હમણાં અમાત્ય રાક્ષસ ક્યાંછે વારૂ?'

સિદ્ધાર્થક—'મલયકેતુની પાસેથી નિકળી જતો હ-તો એવામાં તેને ઉદુંબર નામનો ચાણુક્યનો જાસુસ મળ્યો. તેની સાથે આપણા નગરમાં આવ્યોછે એવું ચાણુક્યના જાણવામાં આવ્યુંછે.'

સમિદ્ધાર્થક—'એતો નંદનું ગયેલું રાજ્ય પાછુ સ્થા-પવા અહિંથી ગયો ને કશું કર્યા વિના પાછો આવ્યો ત્યારે તે શું કરવા ગયો હશે?'

સિદ્ધાર્થક—'પણ હું ધારૂંછું કે પોતાના મિત્ર ચં-દનદાસ વાસ્તે આવ્યો હશે.'

સમિદ્ધાર્થક—વખતે એમ હશે તો ચંદનદાસનો છુટકો થશે.'

સિદ્ધાર્થક—'છુટકો થશે ઊંચે, એને તો હમણાજ તમારેને મારે શૂળીએ ચઢાવવાની આજ્ઞા ચાણુક્યે કરીછે.'

એવું સાંભળી ગુસ્સે થઈને સમિદ્ધાર્થક કહેછે કે 'આપણા વિના બીજા મારા નથી કે શું તે આપણને આવું હલકું કામ સોંપેછે?'

સિદ્ધાર્થક—'ભાઇ, આપણો છુટકો નથી. કેમકે ચા-ણુક્યની આજ્ઞા જેને પોતાનો જીવ વ્હાલો ન હોય તેજ

ન માને, માટે મારાનો વેષ લઈ આલો, આપણે ચંદનદાસને શૂળી ચઢાવવા લઇ જઇએ.

ચાણુક્યનો પ્રણિધિ ઉદુંબર રાક્ષસને કુસુમપુરમાં મુકી ગયોછે એવું આગળ કહેવામાં આવ્યુંછે. તેણે રાક્ષસને ગામ પાસે લાવી મુક્યો પછી રજા લઈ ચાલતો થયો. ને ચાણુક્યને આ વાત કહિ.

ચાણુક્યે વિચાર કર્યો કે 'હવે રાક્ષસ ચંદનદાસને છોડાવવાનો પ્રયત્ન કરશે તેથી કોઇ બીજો ઉપાય કરવો જોઈએ' એમ ધારી તેણે દીર્ઘશૃંગ નામના માણસને કહ્યું કે 'રાક્ષસ જ્યાં બેઠો હોય ત્યાં જઇ તારે ગળેફાંસો ઘાલવો પણ ખરેખરો નહિ વિગેરે' આજ્ઞાને આધીન થઇ દીર્ઘશૃંગ રાક્ષસ ક્યાં હશે તે ખોળતો ખોળતો જતો હતો એટલામાંજ રાક્ષસ, પોતાને કોઇ ઓળખે નહિ તેવી રીત્યે માથે મથાસરૂં લપેટી સામો મળ્યો. તેને જોઇને આજ રાક્ષસ છે. એમ દીર્ઘશૃંગે ધાર્યું ને તે ક્યાં બેસેછે તે એક ઝાડને ઓથે ઉભા રહિને જોવા નક્કિ કર્યું.

રાક્ષસ હાથમાં તરવાર લઇને પાસે આવી પહોંચ્યો. તેની આંખોમાંથી ચોધારાં આંસુ નિકળતાં હતાં. તે કેવળ દિલગીરીમાં ગરક થઇ ગયોહતો. તેને આગલી પાછલી વાતો યાદ આવતી હતી. એટલામાંજ કુસુમપુર

પાસેની જુની વાડી તેની નજરે પડી. ચંદનદાસની કાંઇ ખબર મળે તો સાંભળવા સારૂ એ વાડીમાં બેસવાનું ધારી અનેક વિચારોથી ઘેરાયેલો એક ભાગેલી શિલા ઉપર આવીને બેઠો.

ઝાડની ઓથે ઉભો રહિ રાક્ષસ શું કરેછે તે જોનાર દીર્ઘશૃંગે રાક્ષસને શિલા ઉપર બેઠેલો જોઇ ચાણક્યના શિખવ્યા પ્રમાણે રાક્ષસ પોતાને જુવે પણ પોતે રાક્ષસ તરફ જોયા વગર એક ઝાડને દોરી બાંધી ગળે ફાંસો ખાવાનો પ્રયત્ન કરવા લાગ્યો. રાક્ષસ પાસેજ હતો પણ દીર્ઘશૃંગે તેના તરફ ચાણક્યના સંકેત પ્રમાણે જોયુંજ નહિ. ગળે ફાંસો તેણે ઘાલ્યો કે તુરત રાક્ષસે કહ્યું કે 'અરે ભાઇ, તું આ શું કરેછે?'

દીર્ઘશૃંગ—'મારા મિત્રના વિયોગને માટે મારે જે કરવું યોગ્યછે તે હું કરૂંછું.'

રાક્ષસ મનમાં ધારેછે કે આ પણ મારા જેવો કોઇ દુખિયો દેખાયછે. તેથી તેને પોતે પૂછેછેકે, ભાઇ, જો ઘણી છાની કે ઘણી ભારે વાત ન હોયતો મને કહે.'

દીર્ઘશૃંગ—'એવું તો કાંઇ નથી પણ મારો મિત્ર મરણની અણી ઉપરછે તેથી તમને એ બધી વાત કહેતાં જેટલી વાર લાગે તેટલી મરવા માટે વાર થાય છે માટે મારાથી કહિ શકાય એમ નથી.'

રાક્ષસે ચંદનદાસની વાત યાદ આવવાથી અરેરે, મારા મિત્ર ઉપર દુઃખ પડયું છે છતાં મેં હજુ સુધી કાંઇ કર્યું નહિ. શું આ પોતાના મિત્ર પ્રત્યેની પ્રીતિનું પ્રમાણ બતાવતાં મને ધિક્કારતો તો નથી? કહ્યું 'અરે ભાઈ, જ્યારે એવું તો કાંઇ નથી કહેછે ત્યારે મને જલદીથી કહિ દેને' રાક્ષસે દીર્ઘશૃંગને પૂછ્યું.

દીર્ઘશૃંગ—'તમે ઘણો આગ્રહ કરોછો તો કહુંછું લો. આ ગામમાં વિષ્ણુદાસ કરીને એક ઝવેરી છે. મનમાં રાક્ષસ કહેછે કે 'એનો ચંદનદાસનો મિત્ર છે.' પ્રકટપણે 'વારૂ, તેનું શું થયું?'

દીર્ઘશૃંગ—'એ મારો પ્રિયમિત્રછે.'

રાક્ષસના મનમાં 'એ મારો પ્રિયમિત્ર છે' એવું સાંભળતાની સાથે તે ચંદનદાસ સંબંધી કાંઇ પણ જાણતો હશે ને મને તેના વિષે આની પાસેથી જાણવા જેવું મળશે ધારી પૂછેછે કે 'ત્યારે તેનું શું થયું?'

દીર્ઘશૃંગ—'તે પોતાનું સર્વસ્વ પુણ્ય-દાનમાં આપીને અગ્નિપ્રવેશ કરવા નિકળ્યોછે. તેના માઠા સમાચાર મારે કાને ન આવે તે સારૂ હું ગળે ફાંસો ખાઇ મારો દેહ આ ઉજડ વાડીમાં ત્યાગ કરૂંછું.'

રાક્ષસ—'કોઇ ઔષધથી પણ ન મટે એવા મોટા રોગથી તે રિબાયછે કે અગ્નિપ્રવેશ કરેછે?'

દીર્ઘશૃંગ—'નાના એવું તો કાંઇ નથી.'

રાક્ષસ—'અગ્નિ અથવા વિષ જેવા રાજાના રોષથી તો એમ તે કરતો નથી?'

દીર્ઘશૃંગ—'અરેરે, એવું ના બોલો. ચંદ્રગુપ્તના રાજ્યમાં એવું ધાતકી કૃત્ય થતું નથી.'

રાક્ષસ—'ત્યારે કોઇ સુંદર અલભ્ય સ્ત્રી ઉપર તે આસક્ત થયો છે?'

દીર્ઘશૃંગ—'એવું તો મારો મિત્ર સ્વપ્ને પણ કરે તેવો નથી.'

રાક્ષસ—'તું જેમ તારા મિત્ર શારૂ દુઃખી થઈ આમ કરવા તૈયાર થયો છે તેમ તેને પણ મિત્રનું દુઃખ તો આવી પડયું નથી?'

દીર્ઘશૃંગ—'હા એમજ છે.'

આથી રાક્ષસ સમજી ગયો કે વિષ્ણુદાસ ચંદનદાસનો પરમ મિત્ર છે ને ચંદનદાસ ખરેખરા દુઃખમાં છે જાણી પોતે ગભરાઇ ગયો ને પછી પાછો 'ભાઇ, જરા મને કહેતો ખરો કે શી હકીકત છે?' રાક્ષસે દીર્ઘશૃંગને પૂછયું.

દીર્ઘશૃંગ—'મને માફ કરો, હવે વધારે ખોટી થવાય તેમ નથી.'

રાક્ષસ—'ભાઈ, એમ શું કરવા કહેછે? મને ક-

હેતો ખરો?'

દીર્ઘશૃંગ—'તમે તો મારી પાછળ પડ્યા ત્યારે કહુંછું સાંભળો: આ નગરમાં ચંદનદાસ કરીને એક ઝવેરી છે તે મારા મિત્ર વિષ્ણુદાસનો પરમ મિત્ર છે. તેણે મિત્ર સ્નેહને લીધે મહારાજા ચંદ્રગુપ્તને પ્રાર્થના કરી કે 'મારી પાસે મારા કુટુંબના પોષણ પુરતું દ્રવ્યછે તે લો ને ચંદનદાસને છોડો.' ત્યારે ચંદ્રગુપ્તે કહ્યું કે, 'એને પૈસા સારૂ પકડવામાં આવ્યો નથી પણ એણે અમાત્ય રાક્ષસનું કુટુંબ પોતાને ત્યાં રાખ્યું છે તેથી. એને ઘણી વખત અમાત્યનું કુટુંબ સોંપી દેવા કહ્યું પણ તેણે તેમ કર્યું નહિ. જો તે રાક્ષસનું કુટુંબ સોંપી દે તો હમણાજ તેનો છૂટકો થાય. નહિ તો તેને શુળીએ ચઢાવવામાં આવશે' એને શુળી દેવાને ઠેકાણે લઇ ગયા છે. તેથી 'પ્રિય મિત્ર ચંદનદાસના માઠા સમાચાર કાને આવે તે પહેલાં અગ્નિપ્રવેશ કરવો' એવો નિશ્ચય કરી વિષ્ણુદાસ નગર બહાર નિકળ્યા ને તેથી હું પણ 'મારા પ્રિય મિત્ર વિષ્ણુદાસના માઠા સમાચાર કાને આવે તે પહેલાં ગળેફાંસો ખાવો' એવા નિશ્ચયથી અહિં આવ્યોછું.'

રાક્ષસ—'હજુ સુધી ચંદનદાસને શૂળીએ તો નથી દિધો?'

દીર્ઘશૃંગ—'ના, હજુ સુધી દેવામાં આવ્યો નથી. આજ દેવાનોછે. તેને ઉપરા ઉપરી કહેવામાં આવેછે કે 'અમાત્યનું કુટુંબ અમારે હવાલે કર' પણ તે તેમ કરતો નથી તેથી તેનો પ્રાણ જશે. હવે મને નકામો ખોટી ન કરો.'

રાક્ષસ—'અરે, એમ તે થાય? તું હમણાંને હમણાં જા જલદીથી વિષ્ણુદાસનો પ્રાણ બચાવ. હું ચંદનદાસને છોડાવુંછું.'

દીર્ઘશૃંગ—'શી રીત્યે છોડાવશો?'

પાસે હતી તે તરવાર મ્યાનમાથી ખેંચીને રાક્ષસ કહેછે કે 'આના પ્રતાપથી.'

દીર્ઘશૃંગ—'જો જો એમ કરતા. પહેલાં ચંદ્રગુપ્તે શકટદાસને શૂળીએ દેવાની આજ્ઞા કરી હતી. તેને મારા શૂળીએ ચઢાવતા હતા એવામાં કોઇ હથિયારબંધ માણસે આવી તેને છોડાવી દેશાંતર લઈ ગયા તેથી ચંદ્રગુપ્તના ક્રોધે મારાઓને શૂળીએ ચઢાવી દિધા. તે દિવસથી જો કોઇ હથિયારબંધ માણસ કોઇને શૂળીએ ચઢાવતાં મારાની નજરે પડેછે તો કેદીનો તુરત પ્રાણ કાઢી નાંખેછે, માટે જો તમે તરવાર લઇને જશો તો સવળુ કરતાં અવળુ થઇ જશે. હુંતો આ ચાલ્યો વિષ્ણુદાસને ઉગારવા '

રાક્ષસ વિચાર કરેછે કે 'ચાણક્યની યુક્તિતો બડી

અજબ તરેહનીછે. શકટદાસ મારી પાસે આવી શકે તેવું નહોતું ત્યારે તેનેજ કોઇ પાસે છોડાવી મારા તરફ મોકલ્યો હશે પણ જો કદી એમ હોય તો મારાઓને મારી નંખાવ્યા કેમ? તે સમજાતું નથી. એકંદરે કેવો પ્રપંચ થયો હશે તેની કલ્પના સુદ્ધાં કરી શકાતી નથી. તેથી તરવાર લઇને જવામાં ફળ નથી. પ્રિયમિત્ર ચંદનદાસ મારે માટે મોટા દુઃખમાં પડયોછે માટે તેને બદલે હુંજ શૂળીએ ચઢું અને ચંદનદાસને છોડાવવા મારો શરીરનેજ તેના પ્રાણની કીમતમાં આપું.'

એવો વિચાર કરી રાક્ષસ વધ્યસ્થાન ઉપર જવા સારૂ નિકળ્યો.



# પ્રકરણ ૭ મું.

## રાક્ષસ પ્રધાન.

ચાણકયની આજ્ઞા પ્રમાણે ચંદનદાસને શૂળીએ ચઢાવવા માટે સિદ્ધાર્થક અને સમિદ્ધાર્થક મારાનો વેષ લઈ નિકળ્યા. ચંદનદાસને જોવા માટે લોકોની ઘણી ભીડ થઇ. હતી તેનાં બૈરાં છોકરાં ને સગાં વહાલાં પણ સાથેજ હતાં. સિદ્ધાર્થક ચંદનદાસને પકડીને ચાલતો હતો.

ગામમાં ડાંડી પીટાવી લોકોને કહેવામાં આવતું હતું કે 'રાજ્યદ્રોહનું પરિણામ જોવું હોયતો જોજો' તેવામાં કોઇએકે સિદ્ધાર્થકને પૃછયું કે, 'ભાઈ, હવે ચંદનદાસને કોઈ રીતે ઉગરવાનો રસ્તો છે?' ત્યારે તેણે ઉત્તર આપ્યું કે 'અમાત્ય રાક્ષસનું કુટુંબ જો સરકાર હવાલે કરે તો તે બચે.' લોકો પૈકી એકે કહ્યું કે 'એવું તે થાય?' ત્યારે સિદ્ધાર્થકે ઉત્તર આપ્યું કે 'એમ ન થાયતો નકામું પૂછવાથી શો ફાયદો?'

ચંદનદાસ મનમાં કહેછે 'કે જે ક્રૂર પુરૂષોછે તેને અપરાધી કે નિરપરાધીની ખબર પડતી નથી. કારણ કે, માંસના ભક્ષણને મુકીને કેવળ ચાર ચરી પોતાનું ગુજરાન કરનાર નિરપરાધી હરિણનોજ પારધી લોકો શિકાર કરેછે તેમાં તેમની શી મતલબ? એવીજ મતલબ

મારા સંબંધમાંછે. આસપાસ જોઇને પોતાના પ્રિયમિત્ર વિષ્ણુદાસને બોલાવ્યો. તેની જોડે કેટલીક વાતચીત કરી લીધી. એટલામાંજ શૂળીએ દેવાની જગા ઉપર સર્વે આવી પોંચ્યા. પછી એક મારાએ ચંદનદાસને કહ્યું કે 'હવે આ સાથે આવનાર માણસોને ઘેર જવાની રજા આપો' એટલે તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે 'હવે તું આ બાળકને લઈ ઘેર જા. જે થવાનું હશે એ થશે.' ત્યારે તેણે કહ્યું કે 'આપ જો કોઈ પરદેશ જતા હોત તો હું પાછી ઘેર જાત પણ આપ તો એવે ઠેકાણે જાવછો કે ફરીથી આપના દર્શન થઇ શકવાનાં નથી તેથી હું કેવી રીત્યે પાછી ઘેર જાઉ?'

ચંદનદાસ પોતાની સ્ત્રીને ઉતર આપેછે કે, 'તું જાણે છે તો ખરીકે હું પ્રિયમિત્રના કાર્યમાટે પ્રાણ આપવા જાઉછું. મેં કોઇનો કંઇ અપરાધ કર્યો નથી. માટે દિલગીર થવાની જરૂર નથી.'

તે સાંભળી ચંદનદાસની સ્ત્રી ઉત્તર આપે છે કે કુળ સ્ત્રીએ પાછું ફરવું અયોગ્યછે.'

ચંદનદાસ—'ત્યારે તેં હવે શું ધાર્યુછે?'

સ્ત્રી—'આપના ચરણકમળ સાથે આવવાથી હું કૃતાર્થ થઇશ એવું મેં ધાર્યુછે.'

ચંદનદાસ—'એતો ઠીક ન કર્યું. જો (પોતાના દિ-

કરા તરફ આંગળી કરીને ) આ નાનો બાળકછે. તે હજુ સુધી કશું સમજતો નથી તેથી તેને ઉછેરી મોટો કરવાનું કામ ત્હારૂંછે.'

**સ્ત્રી**—'થવાનું હશે તે થશે. પરમેશ્વર એનું રક્ષણ કરશે.' (પોતાના દિકરા તરફ જોઈ તેને છાતી સરસો દાબી, ઓવારીઓ કરીને) ભાઈ, તારા પિતાજીને હવે છેવટનો પ્રણામ કરી મળી લે' બાળક નાનો હતો તેને આ પરસ્પરમાં શું બોલાયું તેની બિલકુલ સમજણ પડી નહિ. માના કહેવાથી તે કેવળ બે બાકળો થઇ જઇને પોતાના પિતાને પ્રણામ કરી 'બાપા, તમારા વિના હું એકલો રહિને શું કરૂં?' કહ્યું. એટલે **ચંદનદાસે** ઉત્તર આપ્યું કે 'ભાઇ **ચાણક્ય** જ્યાં ન હોય ત્યાં જઇને રહેજે.' એટલામાંજ મારાઓએ **ચંદનદાસને** કહ્યું કે, 'હવે નકામી વાર કરવી નહિ. થઇ જાઓ તૈયાર.' એટલે **ચંદનદાસની** સ્ત્રીએ કહ્યું કે, 'જરા થોભો. ઉતાવળ ન કરો.'

**ચંદનદાસ** પોતાની સ્ત્રીને કહેછે કે, 'હવે અહિં ઉભા રહિ રડવામાં કંઇ માલ નથી. માટે તું નકામી રડીશ નહિ.'

**સિદ્ધાર્થક** અને **સમિદ્ધાર્થકે** મારાઓનો વેષ, **ચાણક્યની** આજ્ઞાથી લીધો હતો એવું આગળ કહેવામાં

આવ્યુંછે. તેમણે તેમના વેષ પ્રમાણે નામ પણ ફેરવ્યાં હતાં. સિદ્ધાર્થકે વજ્રલોમ અને સમિદ્ધાર્થકે બિલ્વપત્ર નામ રાખ્યું હતું.

વજ્રલોમે બિલ્વપત્રને કહ્યું કે, 'તું ચંદનદાસને પકડ એટલે આ બધા લોકો ભરાયાછે તે પોતાની મેળે જતા રહેશે. એમ કર્યા વિના આ બધા લોકો અહિંથી ખસશે નહિ.'

બિલ્વપત્ર—'લે ત્યારે હું એને પકડૂંછું' એટલે ચંદનદાસ કહેછે કે 'ભાઇ, જરા થોભો. એકવાર મારા પુત્રને મળી લેવાદો' ચંદનદાસ પુત્રને મળ્યો છાતી સરસો ચાંપતાં કહ્યુંકે 'ગમે ત્યારે પણ મરવાનું તો છે. હું મિત્ર માટે મરૂંછું તેમાં કંઇ ખોટું નથી.' તે સાંભળી ચંદનદાસના પુત્રે કહ્યું કે 'એના જેવું એકે ઉત્તમ કૃત્ય નથી. મિત્ર માટે પ્રાણ જાય તો શી ફિકરછે? આપણો કુળધર્મ એવોજ છે એટલામાંજ બિલ્વપત્રે વજ્રલોમને કહ્યું કે 'આનો આપણને આમ ખોટી કરીને નકામો વખત કાઢી નાંખેછે. માટે એને પકડીને કરો ઉતાવળ' એટલે ચંદનદાસને બિલ્વપત્રે પકડયો કે ચંદનદાસની સ્ત્રીએ રડારોળ કરી મુકી અને કારમી ચીસો પાડતાં 'રક્ષણ કરો, રક્ષણ કરો' કહ્યું.

એ સાંભળતાંની સાથે ઓચિંતાનો રાક્ષસ આવી પ-

હોંચ્યો ને ચંદનદાસની સ્ત્રીને કહેવા લાગ્યો કે 'બીશો નહિ.' પછી મારા તરફ જોઇને 'અરે મારાઓ, ચંદનદાસને મારશો નહિ પણ એની જગોએ મને શૂળીએ ચઢાવો.

ચંદનદાસ—'અમાત્ય, આ શું કરોછો?'

રાક્ષસ—'તમારા સચ્ચરિત્રનું આતો થોડુંક અનુકરણ.'

ચંદનદાસ—'મારો ને તમારો આજ સુધીનો કરેલો પ્રયત્ન નકામો કરવા કેમ બેઠાછો?'

રાક્ષસ—'મિત્ર, મેં કાંઈ વધારે કર્યું નથી પણ સ્વાર્થજ સાચવ્યોછે. હવે વધારે ઠપકો દેવાની જરૂર નથી.' વજ્રલોમ તરફ જોઈ 'ભાઇ. દુરાત્મા ચાણક્યને જઈને કહે.

વજ્રલોમ—'શું કહું?'

રાક્ષસ—આ કળિકાળમાં સર્વ પ્રાણીમાત્ર અસત્યતાથી વર્તવામાં તત્પર છતાં બિજાનું રક્ષણ કરવા માટે પોતાનો પ્રાણ તજવા તત્પર થયેલા યશસ્વી પુરૂષે ત્રેતાયુગમાં થયેલા શિબિ રાજાના યશને પણ તુચ્છ કર્યો, તથા પરહિતમાં તત્પર એવા બૌદ્ધના આ ચરણને પણ જેણે પોતાના સચ્ચરિત્રથી પાછળ પાડ્યું છે તથા જે આ પુરૂષ સત્કારને પાત્ર છતાં કેવળ મારા

સંબંધથી તે તારો શત્રુ થયોછે તે શત્રનો મિત્ર હું રાક્ષસછું. એવું તારા ચાણુક્યને જઇને કહે.'

એ સાંભળીને વજ્રલોમે બિલ્વપત્રને કહ્યું કે 'તું આ ચંદનદાસને પકડીને પેલા મશાણુપાસેના ઝાડના છાંયડામાં બેશ. હું જઇને ચાણુક્યને કહું કે 'અમાત્ય રાક્ષસ પકડાયાછે.'

બિલ્વપત્ર ચંદનદાસને પકડી ઝાડ તળે બેસાડવા ગયો ને તેની સ્ત્રી તથા પુત્ર પણ જોડે ગયાં.

વજ્રલોમે (સિદ્ધાર્થકે) ચાણુક્યને રાક્ષસ પકડાયાની વાત કહિ કે તુરત તે ઘરમાં બેઠો હતો ત્યાંથી નિ-ક્ળ્યો ને રાક્ષસ પાસે આવી તેને કોઇ રીત્યે ખોટું ન લાગે તેવી રીત્યે તેણે કહ્યું કે, 'અમાત્ય રાક્ષસ, આ વિષ્ણુગુપ્ત તમને નમસ્કાર કરેછે. રાક્ષસ મનમાં કહેછે કે, 'અમાત્ય' પદ હમણાતો મને લજામણું લાગે છે. પ્રકટપણે 'દૂર રહો, મને અડશો નહિ, ચાંડાળો-ના અડવાથી હું અભડાયોછું.'

ચાણુક્ય—'ન્હોય આતો ચાંડાળ પણ (વજ્રલોમને બતાવી) આ તમારો રાખેલો રાજ શેવક સિદ્ધાર્થકછે તથા આ બિજો છે તે સમિદ્ધાર્થક નામનો રાજસેવકછે અને પેલો કપટ લેખ તે શકટદાસ પાસે તેના અજા-ણુપણામાં લખાવેલો મેંજ. આ સાંભળતાની સાથે રાક્ષસ

મનમાં કહેછે કે 'શકટદાસે મારો વિશ્વાસઘાત કર્યો નથી'
પાછો ચાણુક્ય રાક્ષસને અધુરી વાત પૂરી કરતાં કહેછે કે 'હવે હું વધારે શું કહું? બધું થોડામાંજ પતવુંછું ભદ્રભટ વિગેરે સેવકોને નસાડી તમારી પાસે મોકલ્યા, કપટથી લેખ લખાવી સિદ્ધાર્થકને તમારી તરફ મોકલ્યો તે, તથા તેની પાસે ત્રણ અલંકાર હતા તે, તથા પેલો તમારો મિત્ર જિવસિદ્ધિ, તેમજ તમને આ વાડીમાં ઓચિંતો ગળે ફાંસો ખાતાં મળ્યો તે દીર્ઘશૃંગ, તેમજ ચંદનદાસને આટલો હેરાન કર્યો તે મેં, આ બધું મેં તમારો ને ચંદ્રગુપ્તનો પાછો સંબંધ થાય માટેજ કર્યુંછે. ગઈ ગતી વાત પાછી યાદ કરવામાં માલ નથી પણ આમ જુઓ, રાજાચંદ્રગુપ્તતમોને મળવા ઇચ્છેછે.'

રાક્ષસને ચંદ્રગુપ્ત સાથે મળવું ઠીક લાગ્યું નહિ. તેણે વિચાર કર્યો કે 'હવે તો આપણે નિરૂપાય છીએ. મળવું તો ખરૂંજ'. વાચકો કહેવતછે કે 'दैवी विचित्रा गतिः'

ચાણુક્ય અને રાક્ષસ વાતો કરતા હતા એવામાં ચાણુક્યના સંકેત પ્રમાણે ચંદ્રગુપ્ત પોતાના રાજકીય પરિવાર સાથે ત્યાં આવી પહોંચ્યો. પાસે આવીને તેણે ચાણુક્યને પ્રણામ કર્યો. વાચકો 'આગળ તમે વાંચી ગયાછો કે ચાણુક્યને ચંદ્રગુપ્તનું પ્રધાનપણું રાક્ષસને

સોંપી રાજ ખટપટમાંથી દૂર થવુંછે તેથી તેણે ચંદ્રગુપ્તને કહ્યું કે, 'તમારા સર્વ મનોરથ પુર્ણ થયા. આ જુવો, તમારા પરંપરાના અમાત્ય રાક્ષસછે. તેમને પ્રણામ કરો. રાક્ષસ મનમાં કહેછે કે, 'આણે તો પાછું ગળે જોતરૂં વળગાડવા માંડયું.' ચાણક્યની આજ્ઞા પ્રમાણે ચંદ્રગુપ્તે રાક્ષસ પાસે જઇ ઘણી નમ્રતા સાથે પ્રેમથી પ્રણામ કર્યો.

રાક્ષસ ચંદ્રગુપ્તને જોઇ મનમાં કહેછે કે આ બાળક સાર્વભૌમપદને યોગ્ય થયો ખરો. જ્યારે તે નહાનો હતો ત્યારે તે મોટો ભાગ્યશાળી નિકળશે એવાં તેના લક્ષણ જણાતાં હતાં. જેમ હાથીના ટોળાંનો આગેવાન હાથી હાથીના ટોળાંનોજ અધિપતિ થાયછે તેમ આ સર્વભૌમપદનો અધિકારી થયો. પ્રકટપણે ચંદ્રગુપ્તને કહ્યું કે, 'રાજા તારો જય થાઓ.'

ચંદ્રગુપ્ત—'આપ તથા મારા ગુરૂ જ્યાં મારા હિત માંછો ત્યાં મારા વિજયમાં કોઇ પ્રકારે ન્યૂનતા રહેવાની નથી.'

ચાણક્ય—'અમાત્ય રાક્ષસ, તમારે ચંદનદાસને છોડાવવો છે?'

રાક્ષસ—'ત્યારે હું અહિં આવ્યો શું કરવા?'

ચાણક્ય—'લો ત્યારે તમારૂં, આ અમાત્યપદનું

શસ્ત્ર ને ચંદનદાસને છોડાવો.

રાક્ષસ—'ના ના, એમ ના થાય, આ શસ્ત્ર-તેમાં વળી તમોએ ધારણ કરેલું તે લેવા હું લાયક નથી.'

ચાણક્ય—'હવે બધું જવાદો. જો તમારે ચંદનદાસને બચાવવો હોય તો.'

રાક્ષસ (મન સાથે વિચાર કરી)—'મિત્ર સ્નેહને આધીન થઇ તમારા આગ્રહને અનુકૂલ થાઉંછું,' એટલે ચાણક્યે અમાત્ય રાક્ષસને અમાત્યપદવીનું શસ્ત્ર આપ્યું ને જય જયકાર પ્રવર્ત્યો.

એટલામાં ત્યાં ઉદુંબરે આવી ચાણક્યને જાહેર કર્યું કે, 'ભદ્રભટ, ભાગુરાયણ વિગેરેએ મલયકેતુને કેદ કરી આણ્યો છે તેનું શું કરવુંછે?'

ચાણક્ય—'ભાઇ, હવે તો તું અમાત્ય રાક્ષસને વિનંતી કરી તેમની આજ્ઞા લે.'

રાક્ષસે ચાણક્યની નીતિ માટે વિચાર કરીને પ્રકટપણે ચંદ્રગુપ્તને કહ્યું કે, 'તમે જાણોછો કે હું થોડો વખત એને આશ્રયે રહ્યો હતો તેથી તેને જીવતો મુકવો જોઇએ.'

ચંદ્રગુપ્તે ચાણક્યના મોં સામું જોયું તેથી બંને જણાએ સમજીને ઉદુંબરને કહ્યું કે, 'ભાઇ, અમાત્ય રાક્ષસનીવિજ્ઞાપનાથી ચંદ્રગુપ્ત મલયકેતુને જીવતો મુકી

દેછે, તેમજ તેને તેના પિતાનું રાજ્ય પણ પાછું આ-પેછે. માટે ભદ્રભટ વિગેરેને જઇને કહે કે એને તમે ગાદીએ બેસાડી પાછા આવો.'

એટલે 'ઘણું સારૂં' કહિ ઉદુંબર ચાલતો થયો. એટલામાંજ ચાણક્યે ઉદુંબરને પાછો બોલાવી આજ્ઞા કરીકે 'કિલ્લાનું રક્ષણ કરનાર વિજયપાળને કહેતા જવું કે રાક્ષસે અમાત્યપણું ગ્રહણ કર્યું તેથી પ્રસન્ન થયેલા મહારાજા ચંદ્રગુપ્ત એવી આજ્ઞા કરેછે કે 'ચંદનદાસ શેઠને જગત્ શેઠની પદવી દેવી અને હાથી, ઘોડા વિગેરે શિવાય કોઇ પણ બંધનમાં હોય તો તેમના બંધ છોડાવવા.' (જાણે કંઈ યાદ આવ્યું હોય એવો ડોળ કરી) પણ અમાત્ય રાક્ષસ હવે મુખ્ય મંત્રિ થયા તો મ્હારે નકામી આ કડાકૂટ શું કરવા કરવી જોઈએ તોપણ હાથી, ઘોડા વિગેરે શિવાય જે કોઇ બંધનમાં હોય તેને છુટા કરી ઘો. મારી પ્રતિજ્ઞા પળી તેથી હવે મારી ચોટલીની ગાંઠ વાળુંછું એટલે તે એકલી બંધનમાં રહેશે.'

ઉદુંબર ચાણક્યની આજ્ઞા પ્રમાણે અમલ કરવા આજ્ઞા લઇ ચાલતો થયો.

ચાણક્ય—'રાજા ચંદ્રગુપ્ત, અમાત્ય રાક્ષસ, હવે તમો મને કહો કે મારે તમારૂં શું પ્રિય કરવાનું

બાકીછે?'

ચંદ્રગુપ્ત—'હવે શું બાકી હોય? રાક્ષસ સાથે મૈત્રી કરાવી, મને રાજ્ય અપાવ્યું, નંદોનો નિકંદન કર્યું.'

રાક્ષસ—'તોપણ આ ભરત વાક્ય સફળ થાઓ: પ્રલય કાળમાં વારાહ સ્વરૂપ ધારણ કરનાર પ્રભુએ પૃથ્વીને પોતાના દાઢની અણી ઉપર રાખી હતી, પછી તે મ્લેચ્છોના કબજામાં આવી, તેનેજ પાછી હમણા રાજા ધિરાજરૂપ ધારણ કરી પ્રભુએ ઉદ્ધારીછે એવી પૃથ્વીનું દેવશ્રી ચંદ્રગુપ્ત સુખચેનમાં રહિ ચિરકાલ રક્ષણ કરો.'

ચાણક્યે પણ અમાત્ય રાક્ષસને ઘટિત ઉત્તર આપ્યું, પછી આનંદમાં નિમગ્ન થયેલા સર્વે ત્યાંથી પુષ્પપુરમાં પધાર્યા ચાણક્ય પોતાના શિષ્ય શાર્ઙ્ગરવને સાથે લઈ તપોવનમા ચાલતો થયો.

**સમાપ્ત.**

---

## चाणक्यनीतिने नमस्कार.

दाव-पेचथी राजद्वारी ।
खटपट खासी खेली भारी ॥
स्वार्थ साधियो जे ते रीत्ये ।

चटपट चेती अटपटि रीत्ये ॥
अवळूं-सवळूं अधिकुं कीधुं ।
पाप-पुण्यना सामुं न जोयुं ॥
ए चाणक्यनि नीती माटे ।
नमस्कार नव गजना साटे ॥



## મિ. દેવાશ્રયીનાં પુસ્તકો.


૧. શંકરદિગ્વિજય શ્લોક સાથે ગુ ભા. ...૪-૦-૦
૨. આયુર્વેદસુધાકર " " " ...૧-૮-૦
૩. વૈદ્યજીવન બીજી આવૃત્તિ ...............૦-૧૨-૦
૪. બાળકેળવણી રીતિ................ ......૦-૧૨-૦
૫. મધુપદૂત ..............................૦-૮-૦
૬. સુબોધચંદ્રિકા ..........................૦-૮-૦
૭. કાવ્યમાળા.............................૦-૮-૦
૮ નાડીજ્ઞાન ...............................૦-૮-૦
૯. વિમાન (વિદ્યાનો ચિત્ર સાથે ગ્રંથ) .....૦-[illegible]
૧૦. ચંદ્રગુપ્ત-રાજખટપટની એક કથા. ......૦-[illegible]
૧૧. શ્રીમચ્છંકરાચાર્ય ......................૦-૪-૦
૧૨. સભ્યાસભ્યવિચાર નિર્ણય .. ...........૦-૩-૦
૧૩. દમયંતી... .............................૦-૨-૦
૧૪. ચર્ચાસુધાકર ...........................૦-૨-૦
૧૫. ચંદ્રહાસ ................................૦-[illegible]-૦
૧૬. મહારાજા હરિશ્ચંદ્ર. ત્રીજી આવૃત્તિ... [illegible]-૨-૦
૧૭. શઠ સુધારકો (શુદ્ધ સુધારકોને મફત)
૧૮. કવિરાવિ ................................૦-૨-૦
૧૯. યોગશાસ્ત્ર...............................૦-૨-૦
૨૦. વિરાપ્રકાશ ..............................૦-૦-૬

**મળવાનાં ઠેકાણું**—કૃ. ગો. દેવાશ્રયી, **અમદાવાદ**; ગુ. વ. સોસાઈટી, **અમદાવાદ**; પંડિત જયેષ્ઠારામ મુકુંદજી, કાળકાદેવી, મુંબાઈ. રોકડી કીમતે મળશે.